'સસ્તું' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

# અંધારી રાતે

શ્રી બાબુભાઈ [illegible]
તરફથી સપ્રેમ ભેટ




લેખક :
કેતન મુનશી

☆

ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે. ભદ્ર પાસે, અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ ૨.

☆

મૂલ્ય બાર આના ] સને ૧૯૫૨ [ ઉત્તમ આવૃત્તિ રૂ. ૧॥

# નિવેદન

'સર્વોપયોગી સાહિત્ય શ્રેણી'ના વાચકોને આધુનિક ગણાતી વાર્તાઓ આપવાનો નિર્ણય કર્યો તેનું આ પ્રકાશન પણ એક પરિણામ છે. વાર્તાઓની પસંદગી આ શ્રેણીની મર્યાદાઓ લક્ષમાં રાખીને કરવામાં આવી છે. શ્રી કેતન મુનશી આશાસ્પદ વાર્તાલેખક તરીકે ઝડપથી આગળ આવી રહ્યા છે. એમની વાર્તાઓ પ્રતિષ્ઠિત સામયિકોમાં સ્થાન પામે છે ને લોકપ્રિય નીવડી છે. આ વાર્તાઓ શ્રેણીના વાચકોને ગમશે એવી આશા રાખી છે.

સોપાન

# સર્વોપયોગી સાહિત્યશ્રેણી

માત્ર દસ આનાથી દોઢ રૂપિયામાં મનપસંદ પુસ્તક મેળવો:

૧ **પ્રકાશનાં પગલાં:** (સચિત્ર) લે૦ શ્રી કરસનદાસ માણેક: ૦–૧૦
૨ **રાખની ઢગલી:** (સચિત્ર) લે૦ શ્રી 'સૌજન્ય': ૦–૧૦
૩ **હાસ્ય-તરંગ:** (સચિત્ર) લે૦ શ્રી જ્યોતીન્દ્ર દવે: ૦–૧૦
૪ **જીવનની કલા:** લે૦ શ્રી રવિશંકર વિ. મહેતા: ૦–૧૦
૫ **જગતમાં જાણવા જેવું:** (સચિત્ર) લે૦ છોટાલાલ કામદાર: ૦–૧૨
૬ **જીવન-પરિવર્તન:** (સચિત્ર) લે૦ શ્રી સોપાન: ૦–૧૦
૭ **ઇતિહાસને અજવાળે:** (સચિત્ર, આ. ૨જી) ૦–૧૨
૮ **ગામડું બોલે છે:** (સચિત્ર) લે૦ શ્રી ચૂનીલાલ મડિયા ૦–૧૦
૯ **ગૃહજીવનની કલા:** (સચિત્ર, આવૃત્તિ બીજી) ૦–૧૦
૧૦ **ગૃહજીવનનાં દરચો:** (સચિત્ર) લેખિકા: શ્રી કુમુદ શેઠ: ૦–૧૦
૧૧ **મારો ભારત દેશ:** (સચિત્ર) લે૦ શ્રી કાંતિલાલ પરીખ: ૦–૧૦
×૧૨ **આરોગ્યસાધના:** લે૦ શ્રી ડુંગરશી ધરમશી સંપટ: ૦–૧૦
૧૩ **ભગવાનનાં છોરુ:** (સચિત્ર) લે૦ શ્રી પુરાતન બુચ: ૦–૧૦
૧૪ **સાહસકથાઓ:** (આ ૨જી) લે૦ શ્રી રમણીક અરાલવાળા: ૦–૧૨
૧૫ **ગુજરાતના સેવકો:** લે૦ શ્રી ચંદ્રકાંત શાહ: ૦–૧૨
૧૬ **પટલાઈના પેચ ભા. ૧લો:** લે૦ શ્રી ઈશ્વર પેટલીકર: ૦–૧૦
૧૭ **પટલાઈના પેચ ભા. ૨જો:** લે૦ શ્રી ઈશ્વર પેટલીકર: ૦–૧૦
×૧૮ **ગીતહોરી અને બીજાં નાટકો:** લે૦ સુરેશ ગાંધી: ૦–૧૦
૧૯–૨૦ **આત્મરચના:** (સચિત્ર) લે૦ શ્રી રવિશંકર મહારાજ: ૧–૪
૨૧–૨૨ **કંકુ ને કન્યા:** લે૦ શ્રી. ઈશ્વર પેટલીકર: ૧–૪
૨૩ **પરમ પૂજ્ય બાપુ:** શ્રી સોપાન તથા શ્રી જી. રામચંદ્રન્: ૧–૦
૨૪ **બાળકોની માવજત:** શ્રીમતી જી. કે. ઉપાધ્યાય: ૦–૧૦
૨૫ **ખોળાનો ખૂંદનાર:** લે૦ શ્રી પીતાંબર પટેલ: ૦–૧૦
૨૬–૨૭ **પ્રકૃતિનાં લાડકવાયાં પંખીઓ:** (સચિત્ર) ૧–૪
૨૮–૨૯ **ગૃહ, ગૃહિણી અને ગૃહસ્થ:** લે૦ લાલભાઈ દેસાઈ: ૧–૪

---

× આ પુસ્તકો ખલાસ થયાં છે.

# ૧ : શ્રીયુત પ્રથમ

માનવીના જીવનનું મૂલ્યાંકન કરવા બેસવું એના જેટલું અઘરું કામ બીજું કોઈ નથી; કારણ દરેક માનવીને મન પોતાની જિંદગીનું મૂલ્ય બીજા બધા કરતાં કંઈક જુદું જ હોય છે. આનાં કારણો ઘણાં હોઈ શકે. દાખલા તરીકે તવંગર અને ગરીબનાં મૂલ્યાંકનોમાં ફેર પડે છે, કે શક્તિશાળી અને નબળા માનવીઓનાં મૂલ્યો જુદાં હોય છે, કે કીર્તિ મેળવવામાં સફળ થયેલા અને સામાન્ય માનવી જુદી રીતે વિચારે છે, પણ આટલું બસ નથી. કેટલીક વાર તદ્દન સામાન્ય સ્થિતિના માણસો, જેઓ દરેક રીતે બીજા માનવીઓ જેવા જ હોય છે, એમના વિચારોમાં પણ ફરક હોય છે; કોઈક વાર તો એ તફાવત માન્યામાં ન આવે એટલી હદે પહોંચી જાય છે, અને ત્યારે વાર્તાકારને કોઈક સુંદર વાર્તા જડી જાય છે.

આ વાત બહુ જૂની નથી. ગયા જુલાઈની જ વાત છે. મુંબઈમાં જુલાઈ મહિનાના દિવસો જરા વિચિત્ર રીતે પસાર થાય છે. ચોમાસું તરતનું જ બેઠેલું હોય છે, પણ વરસાદનો કશો ભરોસો હોતો નથી. હેલી બેસે તો સાતઆઠ દિવસ સુધી વરસાદ વણઅટક્યો પડ્યે જાય છે, ને નહિ તો દિવસમાં એકાદ વાર વરસીને ચાલ્યો જાય છે. એવી હેલીની એક સાંજે ઘરમાં ચેન ન પડવાથી વરસાદ ઝરમર ઝરમર વરસતો હોવા છતાં ઓવરકોટ અને હેટ પહેરી હું ન[illegible] ગયો. શું કરવું એની સૂઝ પડતી નહોતી. ક્યાં જ[illegible] [illegible]ી નહોતું. ચાલતો ચાલતો આવી પહોંચ્યો મરીન ડ્રાઇ[illegible]

મરીન ડ્રાઈવનો દેખાવ અત્યારે જોવા જેવો હતો અથવા તો વધારે સાચું કહું તો ન જોવા જેવો હતો, કારણ રોજ સાંજે પચરંગી લોકોથી ઊભરાઈ જતો આ રસ્તો અત્યારે કોઈ ત્યક્તાની જેમ સૂમસામ પડ્યો હતો. વરસાદ ધીમો ધીમો વરસી રહ્યો હતો, અને તોફાની સમુદ્રનાં મોજાં પાળ સાથે જોરમાં અથડાઈ અડધા ફૂટપાથ સુધી પાણી ઉડાડી રહ્યાં હતાં. આજુબાજુ નજર નાખી, પણ એક પણ માનવી નજરે પડ્યું નહિ. કાળાં વાદળોથી ઘેરાયેલા આકાશમાં એક જગ્યાએ જરા પ્રકાશ રેલાતો હતો, અને વરસાદમાં થોડો ઉઘાડ પડવાની આશા આપતો હતો, પણ એથી વાતાવરણની શુષ્કતા ઓછી થાય એવી કોઈ આશા નહોતી. વિચારમાં ને વિચારમાં કંટાળો ખાતો હું ચાલ્યો જતો હતો.

એટલામાં મારી નજરે એક વિચિત્ર દૃશ્ય પડ્યું. મરીન ડ્રાઈવની પાળ પરથી—અને અહીં તો ખાસ્સાં ઊંડાં પાણી હતાં—એક માણસ 'ડાઈવ' (ભૂસકો) મારવાનો વિચાર હોય એમ તૈયાર થઈ રહ્યો હતો. આવા તોફાની દરિયામાં 'ડાઈવ' લેનારના મનના સમતોલપણા વિષે આમેય મને શંકા તો થાત જ, પણ જો એણે માત્ર 'સ્વિમિંગ કૉસ્ચ્યુમ' (તરવાનો પોષાક) જ પહેર્યો હોત તો પાસેના મફતલાલ બાથમાંથી કોઈ સાહસિક જીવડો નીકળી પડ્યો હશે એમ માની હું કશું બોલત નહિ, પણ આ શ્રીયુત તો કોટ-પાટલૂન સાથે જ કૂદકો મારવાની તૈયારી કરી રહ્યા હતા. એટલે હું દોડ્યો અને જેવો એ કૂદકો મારવા જતો હતો એવો જ મેં એનો કોટ પકડ્યો.

'શું છે?' એણે મારી સામે, કોઈ માણસને વગર કારણે સારું કામ કરતાં અટકાવ્યો હોય એવી નજરે જોયું.

'કશું નહિ,' મેં કહ્યું, 'આપનો શો વિચાર છે?'

'મારે આપઘાત કરવો છે,' એણે સરળતાથી કહ્યું.

હું કશું બોલ્યો નહિ. મેં એનો કોટ ખેંચી એને નીચે પાળ પર મારી પાસે બેસાડી દીધો. એ મૂગોમૂગો થોડીવાર સુધી તોફાની દરિયાનાં ઊછળતાં મોજાં તરફ તાકી રહ્યો. પાંચેક મિનિટ અમે એમ મૂગા બેઠા હોઈશું. પછી એકાએક એ મારી સામે ફર્યો.

'મને બચાવી લીધો એ માટે આભાર,' તે બોલ્યો, 'હું વગર વિચાર્યે જ આવું પગલુ ભરી રહ્યો હતો. ફરી કદી આવો વિચાર નહિ કરું. મુસીબતમાંથી છૂટવાનો બીજો કોઈ રસ્તો હોવો જ જોઈએ.'

'કઈ મુસીબત?' મેં પૂછ્યું.

'નસીબે મને દગો દીધો છે, ભયંકર દગો!' તે બોલ્યો.

'પૈસા?' મેં પૂછ્યુ.

'ના,' તેણે ડોકું ધુણાવ્યુ, 'જોઈએ તેટલા છે.'

'માંદગી?'

'ઘોડા જેવી તબિયત છે.'

'કશો ગુનો કર્યો છે?'

'એકે કાયદો હજી સુધી તોડ્યો નથી,–જો' ત્રીસમાં મીઠું પકવવાના ગુનાને બાદ કરો તો.'

'ઘરમાં તકરાર થઈ છે?'

'ના, હજી સુધી કુંવારો જ છું,' અને તેણે એક

નિસાસો મૂકયો.

'ઓહ, હવે સમજ્યો. પ્રેમમાં નિષ્ફળતા....!'

'એથી ઊંધું. મે બરાબર મારે લાયક છોકરી શોધી કાઢી છે.'

'એ તમારી દરકાર નહિ કરતી હોય.'

'મારી પાછળ ગાંડી છે.'

હું હતાશ થઈ ગયો. હવે બીજું કયું કારણ હોઈ શકે?

'કેટલાક માણસો એવા હોય છે,' મેં આખરે છેલ્લો તુક્કો અજમાવ્યો, 'કે જેઓ કીર્તિ વિનાના સામાન્ય જીવનથી કંટાળી જાય છે. એમને દુનિયામાં કંઈક થવું હોય છે. લોકો પોતાને ઓળખે એવી એમને ઇચ્છા હોય છે. એવું ન બને ત્યારે....'

એ મારી તરફ ફર્યો અને મારા અજ્ઞાનથી નવાઈ પામતો હોય એવી રીતે એણે મને સવાલ કર્યો: 'તમે મને ઓળખતા નથી?'

હું જરા ગૂંચવાઈ ગયો. રખેને કોઈ જાણીતી વ્યક્તિનું આવા પ્રશ્નો પૂછી અપમાન કરી રહ્યો હોઉં!

'ખ્યાલ આવતો નથી,' મેં જરા વિચાર કરીને જવાબ આપ્યો.

'મારું નામ શ્રીયુત પ્રથમ', તે બોલ્યો.

મેં ફરી થોડીવાર વિચાર કરી જોયો. પણ 'પ્રથમ' નામની કોઈ જાણીતી વ્યક્તિ ધ્યાનમાં આવી નહિ, એટલે મનમાં જરા હિંમત આવી. 'પ્રથમ તે કંઈ નામ હોતું હશે?' મેં કહ્યું, 'હા, 'દેવદાસ' અને 'જિંદગી' ફિલ્મચિત્રોના દિગ્દર્શક પ્રમથેશ બરૂઆનું નામ....'

'મારું નામ છે શ્રીયુત પ્રથમ,' એ જરા ચિડાઈને બોલ્યો.

મને એનો ગુસ્સો જરા અકારણ લાગ્યો. 'અચ્છા, તો તમારું નામ શ્રીયુત પ્રથમ છે.' મેં પણ જરા ચિડાઈને કહ્યું: 'પણ તમે શી રીતે માનો છો કે મારે તમને ઓળખવા જોઈએ?'

'કારણ કે હું પ્રખ્યાત છું. મારો ફોટો છાપાંમાં છપાય છે.'

'શા કારણે?'

'હું પહેલો આવું છું.'

'શામા? યુનિવર્સિટીમાં?'

'યુનિવર્સિટીમાં, હા; અને બીજા બધામાં. હું મારા પિતાનો પહેલો પુત્ર છું. હું શાળામાં–ભણવામાં અને રમત-ગમતમાં–પહેલો આવતો. શાળાનાંથી એરોપ્લેનમાં બેસનાર પહેલો વિદ્યાર્થી હતો. સી. કે. નાયડુના હસ્તાક્ષર શાળામાં ફક્ત મારી પાસે હતા. પછી મૅટ્રિકમાં હું પહેલો આવ્યો. ઈન્ટર અને બી. એ.માં પણ આખી યુનિવર્સિટીમાં પહેલો અને હવે કોઈ પણ જગ્યાની ઉદ્‌ઘાટનક્રિયા થાય તો ત્યાં હું હમેશાં પહેલો હોઉં છું. ૧૯૩૬માં મુંબઈના મેટ્રો થિયેટરનું ઉદ્‌ઘાટન થયું, તેમાં હું છ કલાક લાઈનમાં ઊભો રહી થિયે-ટરમાં પહેલો દાખલ થયો હતો. એ પહેલી જગ્યા પોતાને આપવા માટે માણસોએ મને દસ દસ રૂપિયાની ઑફર કરી હતી, પણ એ મેં છોડી ન હતી. ૧૯૪૨માં 'નૂતન ગુજરાત' છાપું બહાર પડ્યું, ત્યારે પ્રેસની બહાર છાપું ખરીદનાર હું પહેલો હતો. સુરત, મુંબઈ વચ્ચે દોડતી ફ્લાઈંગ રાણી–હમ-ણાંની નહિ, જૂની–તેમાં પહેલો દાખલ થનાર હું હતો (છેક

મેં એનો લાભ લઈ વચ્ચે મોટો સવાલ મૂકી દીધો :

'એમાં આપઘાત કરવા જેવી વાત શી છે? તમારો રેકર્ડ હજી સુધી તો વાગ્યા કરે છે. ને તમારે માટે તો એ ગર્વની વાત હોવી જોઈએ.'

'એ જ વાત છે ને! અત્યાર સુધી હું ય મારી જાતને સૌથી ભાગ્યશાળી માનતો હતો. પણ અત્યારે જ, હું એક છોકરીને મારી સાથે લગ્ન કરવાનું 'પ્રપોઝ' કરીને ચાલ્યો આવું છું....'

'એણે તમને ના પાડી?'

'ના રે, એણે હા પાડી.'

'અને એટલે તમે મરીન ડ્રાઈવના દરિયા પર આપઘાત કરવા આવ્યા?' મેં કટાક્ષમાં કહ્યું, 'ઊજવણી કરવાનો સૌથી સુંદર રસ્તો!'

તેને મારા શબ્દોથી જરા દુઃખ થયુ હોય એવું લાગ્યું.

'તમને શું કહું?' તેણે કહ્યું, 'તમે જો મારું દર્દ જાણતા હોત....'

'કયું દર્દ?' મેં પૂછ્યું, પણ એનો એણે સીધો જવાબ ન આપ્યો.

'બેત્રણ મહિના પર હું આઝાદ મેદાનમાં પ્રદર્શન ભરાયું હતું ત્યાં ગયો હતો. પ્રદર્શનમાં હું પહેલો જ દાખલ થયો અને મારે 'જાયન્ટ વ્હીલ'માં પહેલા બેસવું હતું, પણ એને માટે કમનસીબે બે દરવાજા હતા. એક દરવાજા આગળ હું પહેલો જઈને ઊભો રહી ગયો. બીજા દરવાજા આગળ એક છોકરી મારી જેમ જ પહેલી આવીને ઊભી રહી ગઈ હતી. પણ એમાં કશો વાંધો ન હતો. કારણ મારા દરવાજામાંથી

માણસો પહેલાં લેવાનાં હતાં. પણ બન્યુ એવું કે બન્ને દર-વાજા સાથે ઊઘડ્યા, એટલે હું અને પેલી છોકરી સાથે જ 'જાયન્ટ વ્હીલ' આગળ પહોંચ્યાં. અને અમે પછી પંદર મિનિટ સુધી સાથે બેસી 'જાયન્ટ વ્હીલ'ની સહેલ કરી અને પ્રદર્શનમાં પણ સાથે રખડ્યાં ને એમ મને પ્રથમા સાથે ઓળખાણ થઈ.'

'પ્રથમા કોણ?'

'કેમ, એને પણ તમે નથી ઓળખતા? એ પણ મારા જેટલી જ પ્રખ્યાત છે. એણે પણ ઘણા રેકર્ડ કરેલા છે. ન્યુ એમ્પાયરના ૧૯૪૮ના ઉદ્દઘાટન વખતે હું તો મુંબઈમાં નહોતો, પણ એ પહેલી હતી; વીમેન્સ હોમગાર્ડની શરૂઆત વેળા એમાં નામ નોંધાવનાર પહેલી....'

'એટલે તમે એના પ્રેમમાં પડ્યા, ખરું ને?' મને થયુ કે હવે એ પ્રથમાદેવીની સિદ્ધિઓનું લિસ્ટ સંભળાવશે, એટલે મેં એને અધવચ્ચે જ સવાલ પૂછયો.

'હા, હું એના પ્રેમમાં પડ્યો. હું એના પ્રેમમાં પહેલો પડ્યો કે એ મારા પ્રેમમાં પહેલાં પડી એ કહેવું મુશ્કેલ છે, અને અમારી વચ્ચે તકરારનો વિષય છે. પણ એટલું ચોક્કસ કે અમે એકબીજાના પ્રેમમાં પડ્યા પછી અમે બંનેએ થોડું પ્રથમપણું સાથે કર્યું. લિબર્ટી સિનેમાના ઉદ્દઘાટન વેળા અમે પહેલાં હતાં. બોમ્બે સ્ટીમ નેવીગેશન કંપનીની નવી આગબોટ 'જલધારા'માં બેસી એલિફન્ટા જનાર અમે પહેલાં હતાં....વગેરે.'

'પછી?' મેં પૂછ્યુ. મારો રસ હવે ખૂબ વધી

દિવસે મેં નિશ્ચય કર્યો કે રોજ સાંજે ત્યાં જ જઈને બેસવું. કમનસીબે મારો એ કાર્યક્રમ પંદરેક દિવસ જ ચાલ્યો અને પછી બંધ પડી ગયો. એ પંદર દિવસોમાં હું દરરોજ સાંજે એક જ ખડક પર જઈને બેસતી. સ્થળ એકાંત હતું અને આજુબાજુના ખડકો પર ભાગ્યે જ કોઈ બેસતું—એક અપવાદ સિવાય, અને તે મહેશ. અલબત્ત, તે વખતે હું તેને ઓળખતી નહોતી, તેનું નામ પણ જાણતી નહોતી, પણ છેક પહેલા દિવસથી જ મારું ધ્યાન જરા દૂરના ખડક પર મારી જેમ જ એકલા બેસી રહેતા યુવાન તરફ ખેંચાયા વિના નહોતું રહ્યું. એ યુવાન કશોક ગંભીર વિચાર કરતો હોય તેમ ઊછળતા સમુદ્ર તરફ તાકી રહેતો, પણ—કદાચ એ મારો ભ્રમ પણ હોય—એ દૃષ્ટિમાં આશા નહોતી, આનંદ નહોતો, કશું બીજું જ હતું. આ તો મેં સામાન્ય રીતે, આપણને કોઈ સામું મળે અને તેને જોઈને પહેલી નજરે જેવી છાપ પડે, તેવી છાપની વાત કરી. નહીં તો અમારા બન્નેમાંથી કોઈને એકબીજાનો પરિચય નહોતો અને પરિચય કરવાની કોઈને પડી પણ નહોતી. કદાચ પરિચય થાત પણ નહિ, જો છેલ્લે દિવસે ઊઠતાં મારો રૂમાલ ન ઊડ્યો હોત તો.

ખડક પરથી ઊઠતી વેળા અચાનક જ પડી ગયેલા મારા રૂમાલને ફરફરાટ આવતા પવને જરા દૂર ઉડાડી મૂક્યો. હું તેની પાછળ દોડી અને તે વધુ દૂર ઊડ્યો. એમ ને એમ કદાચ એ પાણીમાં ચાલ્યો જાત, પણ પેલા યુવાનનું ધ્યાન એની પાસે થઈને દરિયા તરફ ઊડતા રૂમાલ તરફ ખેંચાયું અને તેણે હાથ લાંબો કરી તે ઊંચકી લીધો. રૂમાલની પાછળ

જ હું દોડતી જઈ પહોંચી.

તેણે ઊંચે જોઈ પૂછ્યું: 'તમારો રૂમાલ છે?'

મેં 'હા'માં ડોકું ધુણાવ્યું અને પછી તેના હાથમાંથી રૂમાલ લેતાં કહ્યું: 'થેંક્સ!'

તેણે કશો જવાબ ન આપ્યો અને મોં ફેરવી તે પાછો સમુદ્ર તરફ જોવામાં તલ્લીન થઈ ગયો. મેં જાણે કે એના ધ્યાનમાં ભંગ પડાવ્યો હોય અને કોઈ મોટો ગુનો કરી નાખ્યો હોય એવી રીતનું એનું વર્તન લાગ્યું. મને એના પર ચીડ ચડી. સભ્યતાને ખાતર બે શબ્દ પણ ન બોલાય?.... પણ ત્યારપછી હું ફરી કોઈ દિવસ હાર્કનેસ રોડને દરિયા-કિનારે જઈ શકી નહિ.

હું ફરી હાર્કનેસ રોડ જઈ ન શકી એનું કારણ મહેશ નહોતો, પણ કાંઈ બીજું જ હતું. અભ્યાસ પૂરો કરી હું નવરી પડી હતી અને મેં એક ઓળખીતાની વિનંતી પરથી દરરોજ સાંજે બેત્રણ કલાક 'લેબર વેલ્ફેર સંઘ'ને માટે આપવાનું કબૂલ્યું. અમારે કરવાનું કામ ઘણું હતું. દર-રોજ સાંજે શહેરના મજૂર લત્તામાં, મજૂરોનાં ઝૂંપડાંઓ અને ચાલોમાં ફરીને એમનાં સુખદુઃખની ભાળ અમારે કાઢવાની હતી. મને શરૂઆતમાં આવા કામમાં ખાસ રસ નહોતો, પણ જેમ જેમ દિવસો જતા ગયા, તેમ તેમ મને રસ પડવા માંડ્યો. કામદારોની જીવનકથાઓ સાંભળતાં અને એમની મુસીબતો જોતાં ઘડીભર હું મારું વૈભવથી ભરપૂર જીવન ભૂલી જતી અને એમની નાનકડી મુશ્કેલી દૂર કરવામાં સફળ થતાં મને કોઈ અજબ આનંદ થતો. મારી સાંજ હવે સરસ

રીતે પસાર થવા માંડી—કાર્યનેસ રોડ ફરતાં પણ સરસ રીતે; કારણ અહીં જીવતુંજાગતું જીવન હતું, મારા જેવાં જ સ્ત્રી-પુરુષો હતાં, માત્ર તેઓ ભણ્યાં નહોતાં અને ગરીબ હતાં. એવાં સેંકડો સ્ત્રીપુરુષોના જીવનધબકારને ઝીલતાં મને મારું જીવન ભરેલું લાગતું.

છએક મહિના પછી એક દિવસ હું સંઘની કચેરીએ ગઈ, ત્યારે મુખ્ય સંચાલકની સામેની ખુરશી પર મહેશ બેઠો હતો. આ જગ્યાએ તેને જોઈ મને જરા નવાઈ લાગી, પણ તેની ઉપેક્ષા કરી હું સંચાલક સાથે વાતે વળગી. સંચાલકે મારી સાથે થોડી આડીઅવળી વાત કર્યા પછી પૂછ્યું:

'સરલાબેન, તમે દરરોજ સાંજે માટુંગા જઈ શકશો?'

'જઈ શકીશ,' મેં થોડી વાર વિચાર કરી જવાબ આપ્યો. માટુંગાથી રાતે પાછા ફરતાં મોડું તો થાય જ, પણ બા–બાપુજીને હું મનાવી શકીશ એવી મને શ્રદ્ધા હતી.

'સરસ,' સંચાલક બોલ્યા, 'તો એક કામ પતી ગયું. સરલાબેન, તમે ને મહેશભાઈ કાલથી જ જવાનું શરૂ કરી દો.'

હું અને....! મેં અચાનક મહેશ સામે જોયું. તેને પણ આ વાતનો કશો ખ્યાલ નહિ હોય એટલે એણે ય એવી જ રીતે મારી સામે જોયું. 'તમે....!' મારાથી સહસા બોલાઈ ગયું.

'તમે એકબીજાને ઓળખો છો?' સંચાલક બોલ્યા.

'ના, ના; માત્ર દરિયાકિનારા પરની મોંની ઓળખાણ છે.' મેં કહ્યું.

'તો હું તમને ઈન્ટ્રોડ્યુસ (ઓળખાણ) કરાવું,' સંચાલક બોલ્યા, 'આ છે મહેશભાઈ. આપણા એક સારા

કાર્યકર છે, ડૉકટર છે; એટલે આપણને વધુ કામના છે. અને આ સરલાબેન. નવાં છે, પણ ભારે ઉત્સાહી છે. મે એમને વિશે હમણાં જ તમને વાત કરી,' કહી એમણે મહેશ સામે જોયું. મહેશે ડોકું ધુણાવ્યું.

'મળીને આનંદ થયો,' તેણે લુખ્ખા સ્વરે કહ્યું.

અને અમે બીજે દિવસે સાંજે છ વાગ્યે વડાલા રોડ સ્ટેશન પર મળવાનું નક્કી કરી છૂટાં પડ્યાં.

×

માટુંગા લેબર કેમ્પ (કામદારો માટેની છાવણી), મેં જોયેલી કામદારોને રહેવાની બધી જગ્યાઓ કરતાં ચડી જાય એવો હતો. વસ્તી દરેક કોમની અને સારા ય દેશના ખૂણે-ખૂણાના લોકોની હતી, પણ દિવસની રોજી પર મજૂરી કરતા કન્નડી મજૂરોનું પ્રમાણ વધારે હતું. સારા ય શહેરની ગરીબી, સારા ય શહેરનો ઉકરડો જાણે કે અહીં ભેગો થયો હતો. આપણે જેને 'સ્લમ્સ' (શહેરનો ગલીચ ભાગ) કહીએ એવી એ જગ્યામાં થોડાં ફાટયાંતૂટયાં ઝૂંપડાં હતાં. એ ઝૂંપડાં વચ્ચે થઈને જતા રસ્તા ખરાબ અને કાદવભર્યા હતા. ગંદકીથી ભરેલાં ઝૂંપડાંઓમાંથી ગંદું પાણી રસ્તાઓ પર અવિરતપણે રેલાયા કરતું અને આખો યે વિસ્તાર માથું ફાટી જાય એવી બદબોથી મહેકી રહેતો. રસ્તા પર નાનકડાં બાળકો વસ્ત્રવિહીન દશામાં રખડ્યા કરતાં. મોટાં સ્ત્રીપુરુષો માટે પણ પહેરવાનાં પૂરાં વસ્ત્રો નહોતાં. આખા વિસ્તારમાં રોગચાળો ફેલાઈ રહ્યો હતો.

મને અહીં વધારે રસ પડ્યો. મહેશ કુશળ ડૉકટર

હતો. તેને જોઈને હું છક થઈ જતી. ધીમે ધીમે હું એના વધારે ને વધારે સંસર્ગમાં આવવા લાગી, પણ મહેશની એક વાત મને ખૂંચતી. એને સ્ત્રીઓ પર જરાય ભરોસો નહોતો. એ દવા આપતો તોય પત્ની માટેની દવા કેવી રીતે લેવી તેની પતિને સૂચના આપતો. વાચ્યું હોય તો, નર્સિંગ સામાન્ય રીતે સ્ત્રીઓ સારી રીતે કરી શકે, પણ તે પુરુષોને જ ઘા કેમ ધોવો તે શીખવતો. પુરુષ દરદીઓ સાથે એ હસીને વાતો કરતો અને તેમની જિંદગી વિશે વાતચીત કરતો, પણ સ્ત્રીઓ સાથે એ માત્ર કામપૂરતી, યંત્રવત જ વાત કરતો, અને એવા વખતે એનું મોં ગંભીર બની જતું—મેં હાર્કનેસ રોડ પર જોયું હતું, કંઈક તેવું. થોડા પરિચય પછી મેં તેને એકાદ વખત હાર્કનેસ રોડ વિશે વાત કરી જોઈ, પણ તેણે કશો જવાબ ન આપ્યો. મેં તેના સ્ત્રીઓ પ્રત્યેના વર્તન તરફ પણ તેનું ધ્યાન ખેંચ્યું, ત્યારે તેણે કહ્યું: ‘ખરેખર, મને તો એવું લાગતું નથી.’ અને મેં એ વાત કરવાનું માંડી વાળ્યુ.

પણ જેમ જેમ સંસર્ગ વધતો જતો હતો, તેમ તેમ હું મહેશ પ્રત્યે આકર્ષાતી જતી હતી, એનો મને ખ્યાલ ન રહ્યો. લેબર કેમ્પ સ્ટેશનથી સારો એવો દૂર હતો. રાતના પાછા ફરતાં નિર્જન રસ્તા પરથી સ્ટેશને પહોંચતાં અમને વાત કરવાનો સમય મળતો. અમે બંને વિવિધ વિષયો પર વાતો કરતાં. કેટલીક વાર સાવ અંગત વાતો પર પણ પહોંચી જતાં. મહેશનું પહેલાંનું અતડાપણું થોડેક અંશે દૂર થયું હતું અને એ ય, ઓછામાં ઓછું મારી સાથે તો, હસીને

વાતો કરતો. અને જ્યારે એ હસતો ત્યારે એ મોહક લાગતો. એનું સુદૃઢ શરીર, સુડોળ મોં અને ઘેરો છતાં મધુર અવાજ, અને એની અસાધારણ બુદ્ધિમત્તા–આ બધાં એના તરફ આકર્ષણ થવા માટે પૂરતાં કારણો હતાં.

×

એક દિવસ પાછા ફરતી વેળા મેં મહેશને કહ્યું:

'મહેશ, તમને ખરાબ ન લાગે તો એક વાત કહું.'

'ખુશીથી કહો.'

'તમે....તમે મને બહુવચનથી બોલાવો એ બહુ યોગ્ય નથી લાગતું. તમારે મને એકવચનથી સંબોધવી જોઈએ.'

મહેશનું મોં જરા ગંભીર બની ગયું. પણ થોડી જ વારમાં તેણે એ ગાંભીર્ય દૂર કરી સહેજ હસતાં પૂછ્યું:

'પણ તમે તો મને બહુવચનથી સંબોધો છો! તમે બહુવચન વાપરો અને હું એકવચન વાપરું, એનું કાંઈ કારણ?'

'કારણ તમે મારાથી ઉંમરમાં મોટા છો,' મેં તરત જવાબ આપ્યો અને પછી ઉમેર્યું: 'પણ આ દલીલ તમને સામાન્ય લાગશે. બધી છોકરીઓ આ જ દલીલ કરતી હોય છે. મારી વાત જુદી છે.'

'શી?'

'હું....હું....આપણા આટલા પરિચય પછી....' હું જરા ગૂંચવાઈ ગઈ, 'મને લાગે છે કે એકવચનથી સંબોધવામાં જેટલી આત્મીયતા છે, તેટલી બહુવચનથી સંબોધવામાં નથી,' મેં કહ્યું.

મહેશ મૂગો બની ગયો. મેં થોડી વાર જવાબની રાહ

જોઈ, પણ મહેશ કશું બોલ્યો નહિ. થોડી વાર પછી મેં પૂછ્યું :

'તમને મારી વાત ખોટી—અયોગ્ય લાગે છે?'

'ના, ખોટી કે અયોગ્ય તો નથી લાગતી,' મહેશે ગંભીરતાથી કહ્યું, 'પણ...પણ મને નથી લાગતું....ના, મારે માટે એ શકય નથી.'

અને હવે હું મૂગી બની ગઈ. તે દિવસે પછી અમે આખે રસ્તે કશું બોલ્યાં નહિ.

દિવસો વીતતા જતા હતા. જોતજોતામાં છ મહિના પસાર થઈ ગયા. અમારું કામ તો દરરોજ જાણે વધતું જ જતું. કેટલીક વાર તો ઘેર પહોંચતાં નવ વાગી જતા અને બાપુજી ગુસ્સે થતા, પણ મને એની કશી પરવા નહોતી. છ મહિનાના સતત સહવાસ પછી મને અને મહેશને એક-બીજા સાથે કામ કરવાનું ફાવી ગયું હતું અને....અને મને મારી મહેશ પ્રત્યેની લાગણીનું ભાન થઈ ચૂક્યું હતું. મહેશનું પણ મારા પ્રત્યેનું વર્તન દિવસે દિવસે કુમળું બનતું જતું હતું અને તે દિવસે સાંપડેલી નિરાશા છતાં મને ખાતરી થવા માંડી હતી, કે મહેશને પણ મારા પ્રત્યે લાગણી તો હતી જ.

×

એક સાંજે અમે બન્ને કેમ્પ પર પહોંચ્યાં ત્યાં જ એક કામદાર દોડતો સામો મળ્યો. એની સ્ત્રીને પ્રસૂતિવેદના ઊપડી હતી. ત્યાં આગળ જ એક કામદારની ઝૂંપડીમાં અચાનક જરૂર પડે એ માટે ખાસ રાખી મૂકેલી થોડીક દવાઓ અને થોડાંક અગત્યનાં ઓજારોની બેગ લઈને અમે દોડ્યાં.

ઝૂંપડીમાં કામદારની સ્ત્રી એક તૂટેલા ખાટલા પર

પડી પડી ચીસો નાખતી હતી. એની આજુબાજુ સ્ત્રીઓનું ટોળું વળ્યું હતું. ઝૂંપડીમાં અંધારું તો હતું જ અને ગંદી વાસ પણ આવ્યા કરતી હતી. આ ટોળું ભેગું વળેલું જોઈ હું, ગર્ભિણી શ્વાસ શી રીતે લઈ શકતી હશે તેના વિચારમાં પડી ગઈ. મહેશે તરત એક માણસને ફાનસ લાવવાનું કહ્યું, બીજા એક જણને ઓજારો ધોવા માટે ગરમ પાણી બનાવવાનું કહ્યું અને પછી ઝૂંપડીમાં ભેગા મળેલા દરેકે દરેક માણસને બહાર ચાલ્યા જવાનું કહ્યું. હું ય બહાર જતી હતી, પણ મહેશે મને બોલાવી.

'મને લાગે છે કે એકાદ જણની જરૂર પડશે. તમે જ અહીં રહો તો ઠીક. મજૂરોની સ્ત્રીઓને તો કશું ભાન હોતું નથી,' તેણે કહ્યું. હું પાછી ફરી.

પ્રસવનો સમય આવી લાગ્યો હતો. અધૂરે મહિને પ્રસવ થતો હોવાથી કામ જરા મુશ્કેલ હતું. મહેશે હરિકેન ફાનસના ઝાંખા પ્રકાશમાં શાંત ચિત્તે કામ શરૂ કર્યું. હું તેના કેળવાયેલા હાથો તરફ જોઈ રહી. મેં જિંદગીમાં કદી આવો પ્રસંગ જોયો નહોતો. માનવમાંસના લોચા જેવા લોહીથી ખરડાયેલા બાળકને માતાના ઉદરમાંથી બહાર આવતું જોઈ મને ચક્કર આવતાં હોય એમ લાગ્યું. જેમતેમ કરી મેં જાતને કાબૂમાં રાખી, વાતાવરણ ઉત્તેજિત બની ગયું હતું.

'સીઝર્સ, (કાતર)' મહેશનો ઘેરો અવાજ સંભળાયો.

પહેલાં તો મને કશી સમજ પડી નહિ. પછી મને સમજાયું, મહેશ કંઈક માગતો હતો.

'કાતર,' ફરી મહેશ બોલ્યો.

જોઈ, પણ મહેશ કશું બોલ્યો નહિ. થોડી વાર પછી મેં પૂછ્યું:

'તમને મારી વાત ખોટી–અયોગ્ય લાગે છે?'

'ના, ખોટી કે અયોગ્ય તો નથી લાગતી,' મહેશે ગંભીરતાથી કહ્યું, 'પણ....પણ મને નથી લાગતું....ના, મારે માટે એ શક્ય નથી.'

અને હવે હું મૂગી બની ગઈ. તે દિવસે પછી અમે આખે રસ્તે કશું બોલ્યાં નહિ.

દિવસો વીતતા જતા હતા. જોતજોતામાં છ મહિના પસાર થઈ ગયા. અમારું કામ તો દરરોજ જાણે વધતું જ જતું. કેટલીક વાર તો ઘેર પહોંચતાં નવ વાગી જતા અને બાપુજી ગુસ્સે થતા, પણ મને એની કશી પરવા નહોતી. છ મહિનાના સતત સહવાસ પછી મને અને મહેશને એક-બીજા સાથે કામ કરવાનું ફાવી ગયું હતું અને....અને મને મારી મહેશ પ્રત્યેની લાગણીનું ભાન થઈ ચૂક્યું હતું. મહેશનું પણ મારા પ્રત્યેનું વર્તન દિવસે દિવસે કુમળું બનતું જતું હતું અને તે દિવસે સાંપડેલી નિરાશા છતાં મને ખાતરી થવા માંડી હતી, કે મહેશને પણ મારા પ્રત્યે લાગણી તો હતી જ.

×

એક સાંજે અમે બન્ને કેમ્પ પર પહોંચ્યાં ત્યાં જ એક કામદાર દોડતો સામો મળ્યો. એની સ્ત્રીને પ્રસૂતિવેદના ઊપડી હતી. ત્યાં આગળ જ એક કામદારની ઝૂંપડીમાં અચાનક જરૂર પડે એ માટે ખાસ રાખી મૂકેલી થોડીક દવાઓ અને થોડાંક અગત્યનાં ઓજારોની બેગ લઈને અમે દોડ્યાં.

ઝૂંપડીમાં કામદારની સ્ત્રી એક તૂટેલા ખાટલા પર

પડી પડી ચીસો નાખતી હતી. એની આજુબાજુ સ્ત્રીઓનું ટોળું વળ્યું હતું. ઝૂંપડીમાં અંધારું તો હતું જ અને ગંદી વાસ પણ આવ્યા કરતી હતી. આ ટોળું ભેગું વળેલું જોઈ હું, ગર્ભિણી શ્વાસ શી રીતે લઈ શકતી હશે તેના વિચારમાં પડી ગઈ. મહેશે તરત એક માણસને ફાનસ લાવવાનું કહ્યું, બીજા એક જણને ઓજારો ધોવા માટે ગરમ પાણી બનાવવાનું કહ્યું અને પછી ઝૂંપડીમાં ભેગા મળેલા દરેકે દરેક માણસને બહાર ચાલ્યા જવાનું કહ્યું. હું ય બહાર જતી હતી, પણ મહેશે મને બોલાવી.

'મને લાગે છે કે એકાદ જણની જરૂર પડશે. તમે જ અહીં રહો તો ઠીક. મજૂરોની સ્ત્રીઓને તો કશું ભાન હોતું નથી,' તેણે કહ્યું. હું પાછી ફરી.

પ્રસવનો સમય આવી લાગ્યો હતો. અધૂરે મહિને પ્રસવ થતો હોવાથી કામ જરા મુશ્કેલ હતું. મહેશે હરિકેન ફાનસના ઝાંખા પ્રકાશમાં શાંત ચિત્તે કામ શરૂ કર્યું. હું તેના કેળવાયેલા હાથો તરફ જોઈ રહી. મેં જિંદગીમાં કદી આવો પ્રસંગ જોયો નહોતો. માનવમાંસના લોચા જેવા લોહીથી ખરડાયેલા બાળકને માતાના ઉદરમાંથી બહાર આવતું જોઈ મને ચક્કર આવતાં હોય એમ લાગ્યુ. જેમતેમ કરી મેં જાતને કાબૂમાં રાખી, વાતાવરણ ઉત્તેજિત બની ગયું હતું.

'સીઝર્સ, (કાતર)' મહેશનો ઘેરો અવાજ સંભળાયો.

પહેલાં તો મને કશી સમજ પડી નહિ. પછી મને સમજાયું, મહેશ કંઈક માગતો હતો.

'કાતર,' ફરી મહેશ બોલ્યો.

જોઈ, પણ મહેશ કશું બોલ્યો નહિ. થોડી વાર પછી મેં પૂછ્યું :

'તમને મારી વાત ખોટી–અયોગ્ય લાગે છે?'

'ના, ખોટી કે અયોગ્ય તો નથી લાગતી,' મહેશે ગંભીરતાથી કહ્યું, 'પણ....પણ મને નથી લાગતું....ના, મારે માટે એ શક્ય નથી.'

અને હવે હું મૂગી બની ગઈ. તે દિવસે પછી અમે આખે રસ્તે કશું બોલ્યાં નહિ.

દિવસો વીતતા જતા હતા. જોતજોતામાં છ મહિના પસાર થઈ ગયા. અમારું કામ તો દરરોજ જાણે વધતું જ જતું. કેટલીક વાર તો ઘેર પહોંચતાં નવ વાગી જતા અને બાપુજી ગુસ્સે થતા, પણ મને એની કશી પરવા નહોતી. છ મહિનાના સતત સહવાસ પછી મને અને મહેશને એક-બીજા સાથે કામ કરવાનું ફાવી ગયું હતું અને....અને મને મારી મહેશ પ્રત્યેની લાગણીનું ભાન થઈ ચૂક્યું હતું. મહેશનું પણ મારા પ્રત્યેનું વર્તન દિવસે દિવસે કુમળું બનતું જતું હતું અને તે દિવસે સાંપડેલી નિરાશા છતાં મને ખાતરી થવા માંડી હતી, કે મહેશને પણ મારા પ્રત્યે લાગણી તો હતી જ.

×

એક સાંજે અમે બન્ને કેમ્પ પર પહોંચ્યાં ત્યાં જ એક કામદાર દોડતો સામો મળ્યો. એની સ્ત્રીને પ્રસૂતિવેદના ઊપડી હતી. ત્યાં આગળ જ એક કામદારની ઝૂંપડીમાં અચાનક જરૂર પડે એ માટે ખાસ રાખી મૂકેલી થોડીક દવાઓ અને થોડાંક અગત્યનાં ઓજારોની બેગ લઈને અમે દોડ્યાં.

ઝૂંપડીમાં કામદારની સ્ત્રી એક તૂટેલા ખાટલા પર

પડી પડી ચીસો નાખતી હતી. એની આજુબાજુ સ્ત્રીઓનું ટોળું વળ્યું હતું. ઝૂંપડીમાં અંધારું તો હતું જ અને ગંદી વાસ પણ આવ્યા કરતી હતી. આ ટોળું ભેગું વળેલું જોઈ હું, ગર્ભિણી શ્વાસ શી રીતે લઈ શકતી હશે તેના વિચારમાં પડી ગઈ. મહેશે તરત એક માણસને ફાનસ લાવવાનું કહ્યું, બીજા એક જણને ઓજારો ધોવા માટે ગરમ પાણી બનાવવાનું કહ્યું અને પછી ઝૂંપડીમાં ભેગા મળેલા દરેકે દરેક માણસને બહાર ચાલ્યા જવાનું કહ્યું. હું ય બહાર જતી હતી, પણ મહેશે મને બોલાવી.

'મને લાગે છે કે એકાદ જણની જરૂર પડશે. તમે જ અહીં રહો તો ઠીક. મજૂરોની સ્ત્રીઓને તો કશું ભાન હોતું નથી,' તેણે કહ્યું. હું પાછી ફરી.

પ્રસવનો સમય આવી લાગ્યો હતો. અધૂરે મહિને પ્રસવ થતો હોવાથી કામ જરા મુશ્કેલ હતું. મહેશે હરિકેન ફાનસના ઝાંખા પ્રકાશમાં શાંત ચિત્તે કામ શરૂ કર્યું. હું તેના કેળવાયેલા હાથો તરફ જોઈ રહી. મેં જિંદગીમાં કદી આવો પ્રસંગ જોયો નહોતો. માનવમાંસના લોચા જેવા લોહીથી ખરડાયેલા બાળકને માતાના ઉદરમાંથી બહાર આવતું જોઈ મને ચક્કર આવતાં હોય એમ લાગ્યુ. જેમતેમ કરી મેં જાતને કાબૂમાં રાખી, વાતાવરણ ઉત્તેજિત બની ગયું હતું.

'સીઝર્સ, (કાતર)' મહેશનો ઘેરો અવાજ સંભળાયો.

પહેલાં તો મને કશી સમજ પડી નહિ. પછી મને સમજાયું, મહેશ કંઈક માગતો હતો.

'કાતર,' ફરી મહેશ બોલ્યો.

જોઈ, પણ મહેશ કશું બોલ્યો નહિ. થોડી વાર પછી મેં પૂછ્યું:

'તમને મારી વાત ખોટી–અયોગ્ય લાગે છે?'

'ના, ખોટી કે અયોગ્ય તો નથી લાગતી,' મહેશે ગંભીરતાથી કહ્યું, 'પણ....પણ મને નથી લાગતું....ના, મારે માટે એ શક્ય નથી.'

અને હવે હું મૂગી બની ગઈ. તે દિવસે પછી અમે આખે રસ્તે કશું બોલ્યાં નહિ.

દિવસો વીતતા જતા હતા. જોતજોતામાં છ મહિના પસાર થઈ ગયા. અમારું કામ તો દરરોજ જાણે વધતું જ જતું. કેટલીક વાર તો ઘેર પહોંચતાં નવ વાગી જતા અને બાપુજી ગુસ્સે થતા, પણ મને એની કશી પરવા નહોતી. છ મહિનાના સતત સહવાસ પછી મને અને મહેશને એક-બીજા સાથે કામ કરવાનું ફાવી ગયું હતું અને....અને મને મારી મહેશ પ્રત્યેની લાગણીનું ભાન થઈ ચૂક્યું હતું. મહેશનું પણ મારા પ્રત્યેનું વર્તન દિવસે દિવસે કુમળું બનતું જતું હતું અને તે દિવસે સાંપડેલી નિરાશા છતાં મને ખાતરી થવા માંડી હતી, કે મહેશને પણ મારા પ્રત્યે લાગણી તો હતી જ.

×

એક સાંજે અમે બન્ને કેમ્પ પર પહોંચ્યાં ત્યાં જ એક કામદાર દોડતો સામો મળ્યો. એની સ્ત્રીને પ્રસૂતિવેદના ઊપડી હતી. ત્યાં આગળ જ એક કામદારની ઝૂંપડીમાં અચાનક જરૂર પડે એ માટે ખાસ રાખી મૂકેલી થોડીક દવાઓ અને થોડાંક અગત્યનાં ઓજારોની બેગ લઈને અમે દોડ્યાં.

ઝૂંપડીમાં કામદારની સ્ત્રી એક તૂટેલા ખાટલા પર

પડી પડી ચીસો નાખતી હતી. એની આજુબાજુ સ્ત્રીઓનું ટોળું વળ્યું હતું. ઝૂંપડીમાં અંધારું તો હતું જ અને ગંદી વાસ પણ આવ્યા કરતી હતી. આ ટોળું ભેગું વળેલું જોઈ હું, ગર્ભિણી શ્વાસ શી રીતે લઈ શકતી હશે તેના વિચારમાં પડી ગઈ. મહેશે તરત એક માણસને ફાનસ લાવવાનું કહ્યું, બીજા એક જણને ઓજારો ધોવા માટે ગરમ પાણી બનાવવાનું કહ્યું અને પછી ઝૂંપડીમાં ભેગા મળેલા દરેકે દરેક માણસને બહાર ચાલ્યા જવાનું કહ્યું. હું ય બહાર જતી હતી, પણ મહેશે મને બોલાવી.

'મને લાગે છે કે એકાદ જણની જરૂર પડશે. તમે જ અહીં રહો તો ઠીક. મજૂરોની સ્ત્રીઓને તો કશું ભાન હોતું નથી,' તેણે કહ્યું. હું પાછી ફરી.

પ્રસવનો સમય આવી લાગ્યો હતો. અધૂરે મહિને પ્રસવ થતો હોવાથી કામ જરા મુશ્કેલ હતું. મહેશે હરિકેન ફાનસના ઝાંખા પ્રકાશમાં શાંત ચિત્તે કામ શરૂ કર્યું. હું તેના કેળવાયેલા હાથો તરફ જોઈ રહી. મેં જિંદગીમાં કદી આવો પ્રસંગ જોયો નહોતો. માનવમાંસના લોચા જેવા લોહીથી ખરડાયેલા બાળકને માતાના ઉદરમાંથી બહાર આવતું જોઈ મને ચક્કર આવતાં હોય એમ લાગ્યુ. જેમતેમ કરી મેં જાતને કાબૂમાં રાખી, વાતાવરણ ઉત્તેજિત બની ગયું હતું.

'સીઝર્સ, (કાતર)' મહેશનો ઘેરો અવાજ સંભળાયો.

પહેલાં તો મને કશી સમજ પડી નહિ. પછી મને સમજાયુ, મહેશ કંઈક માગતો હતો.

'કાતર,' ફરી મહેશ બોલ્યો,

'આપું,' મેં ઉતાવળે અવાજે કહ્યું અને ગરમ પાણીના ટબમાં પડેલાં ઓજારો ફેંદવા માંડ્યાં. પણ કાતર કોણ જાણે ક્યાં ગુમાઈ ગઈ હતી તે જડી નહિ. મહેશ માતાના નારડા સાથે મથામણ કરી રહ્યો હતો.

'કાતર, સરલા! જલદી કર, કેટલી વાર?' મહેશ બોલ્યો.

મારો કાતર શોધતો હાથ ઘડીભર થંભી ગયો. મહેશે મને એકવચનથી સંબોધી હતી! મેં ઊંચે જોયું. મહેશે કાતર મળી કે નહિ તે જોવા માટે મારી સામે નજર કરી અને અમારી બન્નેની આંખો મળી. મારી આંખમાં કોણ જાણે શો ભાવ ભર્યો હશે તે મહેશ પણ ઘડીભર થંભી ગયો અને મારી સામે જોઈ રહ્યો. કદાચ એને પણ મારી જેમ આ વાતનો ખ્યાલ આવ્યો હશે.

પણ તરત જ મહેશે આંખ ફેરવી લીધી અને કહ્યું: 'પ્લીઝ, જલદી!'

મેં નીચે જોયું. કાતર જમીન પર પડી હતી. મેં તે ઊંચકી, ગરમ પાણીમાં બોળી મહેશને આપી. મહેશે તે લઈ પાછું કામ શરૂ કર્યું.

થોડી વારે પ્રસવ પૂરો થયો. મહેશે બાળકને ઉપાડી એક સ્વચ્છ કપડા પર મૂક્યું. ઘડીભર એ તેની સામે વહાલ-ભરી નજરે તાકી રહ્યો. એણે તેને પૃથ્વી પર અવતરવામાં મદદ કરી હતી ને! મહેશની આંખમાં માતૃત્વનું અમી ભર્યું હતું.

પણ થોડી જ વારમાં મહેશની આંખ સખત બની ગઈ.

તેણે બાળક તરફથી આંખ ખસેડી માતા તરફ જોયું. તે હજી વેદનાથી કણસતી પડી હતી, પણ એ વેદના મહેશને કશી અસર ન કરી શકી. તેણે તિરસ્કારથી મોં ફેરવી લીધું. મને મહેશના આ વર્તનમાં સમજ ન પડી

×

અમે ઝૂંપડીની બહાર નીકળ્યાં ત્યારે આઠેક વાગ્યા હતા. અમે સ્ટેશન તરફ ચાલવા માંડ્યું. તે દિવસે અમાસ હોવાથી રાત કાળી હતી અને આકાશમાં ચમકતા અસંખ્ય તારલાઓ આકાશની એ કાળી પશ્ચાદ્ભૂ પર તરત દેખાઈ આવતા હતા. રસ્તો નિર્જન હતો. આજુબાજુ ઘરો નહોતાં, માત્ર ઉજ્જડ મેદાનો જ હતાં. થોડે થોડે અંતરે ગૅસના દીવાઓ ફિક્કો પ્રકાશ વેરી રહ્યા હતા.

મારું મન કોઈ ચિત્રવિચિત્ર લાગણીઓથી ભરાઈ ગયું હતું. એનું ચોક્કસ કારણ શું હશે તે કહેવું મુશ્કેલ હતું. મેં પહેલાં કદી બાળકનો જન્મ જોયો ન હતો. આજે તે પ્રત્યક્ષ જોવાનો મળ્યો; એટલું જ નહિ, પણ એમાં મારે મોટો ભાગ ભજવવો પડ્યો. એક નવા માનવીને પૃથ્વી પર લાવવામાં હું થોડેઘણે અંશે પણ મદદરૂપ નીવડી, એ વિચારે મને જરા અજાયબીમિશ્રિત આનંદ થતો હતો; અને બીજી એટલી જ નવાઈ અને આનંદ એ વાતનાં હતાં, કે મહેશે આજે મને પહેલી વાર એકવચનથી બોલાવી હતી!

અમે બન્ને કશી પણ વાત કર્યા વિના પાસે પાસે ચાલી રહ્યાં હતાં. મારા મનમાં આવા વિચારો ઊભરાતા હતા, ત્યારે મહેશ પણ જાણે કશા વિચારમાં ડૂબી ગયો હતો.

એ વિચારો શા હશે તે હું સમજી શકતી નહોતી, પણ જ્યારે તે પહેલું વાક્ય બોલ્યો ત્યારે મને ખરેખર આનંદ થયો:

'સરલા,' તેણે કહ્યું: 'મને લાગે છે કે આજે મેં તને 'તું'કારેથી બોલાવી હતી, ખરું?'

મેં નજર નીચી કરી લીધી. હું કશું બોલી નહિ.

'મને યાદ આવે છે,' તેણે વાત લંબાવી, 'એક દિવસ આવી જ રીતે આપણે ચાલતાં હતાં ત્યારે તેં મને એકવચનથી તને સંબોધવા કહેલું. તે દિવસે મેં તને ના પાડી હતી–એ મારે માટે શક્ય નહોતું. આજે પણ હું શી રીતે આવું બોલી ગયો એની મને સમજ નથી પડતી. કદાચ તે વખતની ઉતાવળ અને વાતાવરણની ઉત્કટતા એનાં કારણ હશે.......'

મહેશ જરા અટક્યો અને પછી જાણે પોતાના મન સાથે વાત કરતો હોય તેમ બોલ્યો:

'....કારણ ગમે તે હોય, પણ મારી આ ભૂલ મારું સબકોન્શિયન્સ (સુષુપ્ત માનસ) બતાવે છે. લાગે છે કે મારા મનમાં પણ ઊંડે ઊંડે તને 'તું'કારેથી બોલાવવાની ઇચ્છા સુષુપ્ત દશામાં પડી હશે. આજે એને ઉત્તેજન મળ્યું એટલે એ શબ્દોના રૂપમાં બહાર આવી, નહિ તો....'

અને પછી તેણે મારી સામે જોઈને વાત પૂરી કરી:

'પણ એક વાર ભૂલ થઈ ગઈ પછી એને સુધારવા બેસવાનો કશો અર્થ નથી. હવેથી હું તને 'તું' કહીને જ બોલાવીશ.......'

મને મહેશની આ વાત સાંભળી આનંદ થયો, ખૂબ

આનંદ થયો. મારા મનમાં ચાલી રહેલું લાગણીઓનું ઘમસાણ વધારે પ્રબળ બન્યું, અને લાગણીની એ ઉત્તેજનામાં મેં પરિણામનો કશો પણ વિચાર કર્યા વિના મારા મનમાં દિવસોથી ઘોળાઈ રહેલી વાત બોલી નાખી.

'મહેશ,' 'મેં કહ્યું, 'હું જાણું છું કે હું આવી વાત કરું એ વિચિત્ર છે, પણ મારાથી નથી રહેવાતું, આપણે....... આપણે પરણી જઈએ તો.......?'

મહેશ જરા ચમક્યો. તેણે મારી સામે જોયું. તેની આંખમાં કોઈ અજબ લાગણી, કોઈ અજબ પ્રેમ ઊભરાઈ આવ્યો. મારા હૃદયમાં ભરતી ચડી. આટલો આનંદ અને આટલી મૂંઝવણ મેં જિંદગીમાં કદી અનુભવ્યાં નહોતાં. પણ એક જ પળ વીતી અને મહેશની આંખ સખત થઈ ગઈ. એમાં કશોક ન સમજાય તેવો ભાવ આવી ગયો. એ અવિશ્વાસનો હતો કે ધિક્કારનો હતો એ સમજવાનું શક્ય નહોતું, પણ એટલું તો હું સમજી શકી કે એ સુખનો, આનંદનો નહોતો. મહેશની એવી આંખ મેં ક્યારે જોઈ હતી એ મને યાદ આવ્યુ. સૌથી પહેલાં દરિયાકિનારે એ જ્યારે ઊછળતાં મોજાં તરફ તાકી રહ્યો હતો, ત્યારે એની આંખમાં આ જ ભાવ રમી રહ્યો હતો, અને આજે જ્યારે પ્રસૂતિ પૂરી થઈ અને તેણે પહેલાં બાળક તરફ અને પછી તેની માતા તરફ જોયું, ત્યારે પણ તેની આંખ કંઈક આવી જ બની ગઈ હતી.

મહેશ થોડીવાર સુધી કશું બોલ્યો નહિ. એમ બેત્રણ મિનિટ સુધી અમે મૂગાંમૂગાં ચાલ્યા કર્યું. પછી મહેશ બોલ્યો:

'સરલા, તને કદાચ એમ લાગતું હશે કે તેં અચાનક ધડાકો કરીને મને ચમકાવી મૂક્યો છે; પણ ના, એવું નથી. હું જાણતો હતો કે મોડીવહેલી આ વાત ઉપસ્થિત થવાની જ છે, અને છેલ્લા થોડાક દિવસોથી હું પણ આ જ વાતનો વિચાર કર્યા કરતો હતો....'

શબ્દો સુંદર હતા, દેખીતી રીતે આશાજનક હતા, પણ એવી રીતે બોલાયા હતા કે મારું હૃદય બેસી જવા માંડ્યું.

'સરલા, હું જાણું છું કે તું સુંદર છે, સરસ સ્વભાવની છે, મારે માટે દરેક રીતે યોગ્ય છે. તું કદાચ નહિ માને, પણ મને તારા પ્રત્યે લાગણી છે; કેટલી તે તો હું ક્યાં કહેવા બેસું, પણ એટલું તો કહું કે તારા પ્રત્યે જેટલી લાગણી છે, તેટલી મને બીજી કોઈ છોકરી પ્રત્યે નથી....' મહેશ બોલતો હતો. '....પણ, આ વસ્તુ, આ વાત શક્ય નથી....'

અને થોડીવાર રહી પહેલાં જેમ પોતાના મન સાથે વાત કરતો હતો તેવી જ રીતે તે બબડ્યો: 'કારણ મને તારામાં વિશ્વાસ નથી–કોઈ પણ સ્ત્રીમાં વિશ્વાસ નથી....'

હું આભી બની ગઈ. મારી નિરાશા અસહ્ય હતી. મારી જીવનભરની આશાઓના ચૂરેચૂરા થઈ ગયા હતા. પણ ઘડીભર હું એ ભૂલી ગઈ અને મહેશનું એ વાક્ય સાંભળી રહી.

'સાચું કહું છું....મને કોઈ સ્ત્રીમાં વિશ્વાસ નથી....'

ને મને મહેશનું દરેકે દરેક ન સમજાતું વર્તન સમજાઈ ગયું. શા માટે એ દરિયાકિનારા પર મારી સામે, મેં ગુનો કર્યો હોય, મેં જાણે કે ઇચ્છાપૂર્વક જ રૂમાલ ઉડાવી મૂક્યો હોય એવી રીતે તાકી રહ્યો હતો, શા માટે એણે

અહીંનું કામ સ્વીકારતી વેળા મારી સાથે કામ કરવાનો ખાસ ઉત્સાહ બતાવ્યો નહોતો, શા માટે એ લેબર કેમ્પમાં પણ સ્ત્રીઓ ઉપર ભરોસો રાખતો નહોતો, શા માટે એ મને 'તું'કારાથી બોલાવવા માટે તૈયાર નહોતો, શા માટે....'

પણ એ સમજણનો અર્થ શો હતો? મહેશે તો માત્ર એટલુ જ કહ્યું કે તેને સ્ત્રીઓ પર વિશ્વાસ ન હતો, પણ શા માટે નહોતો તેનું કારણ કહ્યું નહોતું. એ કારણ શી રીતે ખબર પડે? એને પહેલાં કોઈ વાર પ્રેમમાં નિષ્ફળતા તો....

એટલામાં તો મહેશે પોતે જ કહ્યું:

'તને કદાચ થતું હશે કે વિશ્વાસ ન હોવાનું કારણ શું? તને યાદ આવે છે સરલા, પહેલવહેલી તું મને મળી, હાર્કનેસ રોડને દરિયાકિનારે, ત્યારે હું ખડક પર બેઠો બેઠો ઊછળતાં મોજાં સામે શૂન્ય નજરે તાકતો આ જ વાતનો વિચાર કરી રહ્યો હતો; અને આજે મુસીબતભર્યા પ્રસવ પછી નવજાત બાળકને જોઈને પણ મને આ જ વિચાર આવ્યો....'

કારણ જાણવાની મારી ઇંતેજારી વધી પડી. હું મને સાંપડેલી નિરાશા ઘડીભર ભૂલી ગઈ.

રસ્તા પર શાંતિ હતી. અમારા ચાલવાના અવાજ સિવાય કશો અવાજ સંભળાતો ન હતો. આજુબાજુનાં મેદાનોમાં દેખાતી એક ઝૂપડી પાસે અચાનક એક ભડકો થયો. મહેશ એક પળ ત્યાં તાકી રહ્યો અને પછી ધીમે સ્વરે બોલ્યો:

'મારે એક મા હતી, સરલા! મા તો બધાને હોય છે, પણ હું કહું છું મારે 'એક મા' હતી, કારણ....જવા દે....મારી મા ખૂબ સુંદર હતી. મને એનો ચહેરો બરાબર

સાદ છે. મા અને બાપુજી બંનેને એકબીજા પ્રત્યે પુષ્કળ પ્રેમ હતો. સાચું કહું તો બંનેનાં પ્રેમલગ્ન હતાં. બંનેનું જીવન પણ સુખી હતું....પછી એક દિવસ, જ્યારે હું છ વર્ષનો હતો, ત્યારે કલકત્તામાં રહેતા બાપુજીના એક મિત્ર અમારે ઘેર રહેવા આવ્યા. તે સારા એવા દેખાવડા હતા. એક મહિના પછી તે કલકત્તા પાછા ફર્યા અને મારી મા પણ એમની સાથે ચાલી ગઈ. તે રાતે હું પણ રડ્યો. બાપુજી કશું બોલ્યા નહિ. આજ સુધી કશું બોલ્યા નથી....' મહેશનો સાદ ભારે થઈ ગયો.

હું મૂગે મોંએ સાંભળી રહી. મારામાં કશું બોલવાની હામ રહી નહોતી, ઇચ્છા પણ નહોતી. મહેશનાં સાદાં વાક્યો પાછળની વેદના હું કંઈક અંશે કલ્પી શકતી હતી.

ત્યાર પછી તે રાતે કોઈ કશું બોલ્યું નહિ. બન્નેની વાતો પૂરી થઈ ગઈ હતી. બન્નેનાં મોંમાંથી પછી તે રાતે એકેય શબ્દ નીકળ્યો નહિ.

×

તે રાતનો પ્રસંગ મારા જીવનમાં એક અગત્યનો પ્રસંગ હતો. ત્યાર પછીના દિવસોમાં મેં અનુભવેલી વેદનાનું વર્ણન કરવું શક્ય નથી. પણ એ વેદના ય દિવસો જતાં ભુલાવા માંડી. કદાચ થોડા વધુ દિવસો પછી હું એ વાત ભૂલી ગઈ હોત અને ફરી પાછી પહેલાં હતી તેવી—મહેશ સાથે પરિચય થયા પહેલાં હતી તેવી—બની ગઈ હોત. મારા મનમાં ગમે તેટલી વેદના થતી હોય તોપણ મેં મારું કામ છોડયું નહોતું. હું દરરોજ માટુંગા જતી, દરરોજ મહેશ મળતો અને અમે વાતો કરતાં. પણ તે દિવસની વાત વિશે કોઈ

એક પણ શબ્દ બોલતું નહિ, કદાચ જિંદગીભર એ વાત વિશે કોઈ બોલત નહિ–પણ સંજોગોએ કોઈ અજબ પલટો લીધો અને..../

તે રાતને એકાદ મહિનો વીતી ગયો હતો. છેલ્લા સાત દિવસથી મહેશ મળ્યો નહોતો. પહેલાં તો થયું, કશે બહારગામ ગયો હશે, પણ પછી વિચાર આવ્યો, બહારગામ જવાનો હોય તો ય મને કે સંચાલકને કહીને જાય અથવા પત્ર તો જરૂર લખી મોકલે; 'એટલે આઠમે દિવસે હું મહેશને ઘેર ગઈ.

ત્યાં જઈને જોયુ તો મહેશ ખાટલામાં લગભગ બેભાન અવસ્થામાં પડ્યો હતો અને તેના બાપુજી બાજુની ખુરશી પર ચિંતાતુર વદને બેઠા હતા. મને જોઈને તે ઊભા થયા. તેમણે મને પહેલાં બેત્રણ વાર જોઈ હતી એટલે તેમને નવાઈ લાગવાનો સવાલ નહોતો. તે પણ ડૉક્ટર હતા, એટલે મેં તરત માંદગી વિશે પૂછ્યું અને એમણે ધીમેથી કહ્યું: 'ટાઇફૉઈડ.'

હું પહેલાં તો ચમકી ઊઠી, પણ તરત જ મન દૃઢ કરી મેં કામમાં મન પરોવ્યુ. દરદીની સારી રીતે સારવાર થાય એ જરૂરનું હતું. મહેશના બાપુજી નર્સ બોલાવવાનો વિચાર કરતા હતા, પણ એમને મેં ના પાડી અને બને એટલું કામ મેં ઉપાડી લીધું. સવારસાંજ જ્યારે મહેશના બાપુજી દવાખાને જતા તેટલી વાર અને પછી ય, લગભગ આખો દિવસ તો હું મહેશ પાસે બેસી શકું એમ હતી; માત્ર રાતનો જ સવાલ હતો. પણ રાતનો વખત મહેશના બાપુજી સંભાળી લેતા, એટલે ખાસ મુશ્કેલી ન પડી.

બાપુજીનો જ્વાળામુખી ફાટ્યો. એમણે મને એક મોટું ભાષણ સંભળાવ્યું અને આખરે કહ્યું:

'જા, આજે જઈને સૂઈ જા. પણ ખબરદાર જો કાલથી એને ત્યાં પગ મૂક્યો છે તો!'

મને કોઈએ ઝાટકો માર્યો હોય એવું લાગ્યું. મારા મનની સ્થિતિ બરાબર નહોતી. પણ આ વાત સમજવા જેટલી તો હું જાગૃત હતી.

'એ મારાથી નહિ બને,' મેં કહ્યું.

'આ ઘરમાં રહેવું હોય તો બનાવવું પડશે,' બાપુજીએ ગર્જના કરી, 'નહીં તો અત્યારે ને અત્યારે ઘરમાંથી નીકળી જાવ.'

મને મારું મગજ ફરતું લાગ્યું. બધાં, મારાં વહાલાં બા–બાપુજી સુદ્ધાં, જાણે કે મારાં વેરી બની બેઠાં હતાં. શા માટે? મને લાગ્યુ, હું કદાચ બેભાન બની જઈશ. પણ પ્રયત્ન કરી મેં જાતને જાગૃત રાખી અને મન દૃઢ કરી મેં બારણાં તરફ ડગ ભર્યાં.

'બેટા!' બાનો ગળગળો અવાજ સંભળાયો.

હું થંભી ગઈ. બા, બાપુજી–મારું ઘર!....પણ એટલામાં બાપુજીનો અવાજ સાંભળ્યો:

'જવા દે ને, જતી હોય તો. જઈ જઈને ક્યાં જવાની છે?'

અને મેં વધુ વિચાર કર્યા વિના ઘરની બહાર પગ મૂક્યો.

રાતે બાર વાગ્યે હું જ્યારે મહેશને ઘેર પહોંચી, ત્યારે મહેશના બાપુજી ખાટલા પાસેની ખુરશીમાં ચોપડી વાંચતા

બેઠા હતા. એમને જોઈને મારું હૃદય ભરાઈ આવ્યુ. હું મોકળે મને રડી પડી. એમણે મને કશું પૂછ્યું નહિ, માત્ર મારે માથે ધીમેથી હાથ ફેરવી નિઃશબ્દ આશ્વાસન આપ્યા કર્યું.

×

બે દિવસ પછી મારી બે બહેનપણીઓ અચાનક મહેશને ઘેર આવી ચડી. તેમને જોઈ હું તરત તેમના આગમનનું કારણ સમજી ગઈ. તેમને બાપુજીએ અને ખાસ તો બાએ મોકલી હતી. તેમણે મને ઘેર પાછા ફરવાનો ખૂબ આગ્રહ કર્યો, કેટકેટલી વિનંતી કરી. મેં એમને કશો જવાબ ન આપ્યો. આખરે એઓ થાકી અને પાછી ફરી.

એકવીસમે દિવસે મહેશનો તાવ ઊતર્યો. મારા મન પરની ચિંતા જરા હળવી થઈ. જો કે હજી મહેશની સ્થિતિ સારી તો નહોતી, ધ્યાન રાખવાનું હતું; તો ય તાવ ઊતર્યો એટલે અડધી ચિંતા ઓછી થઈ ગઈ એમ કહું તો ખોટું નહિ.

હજી હું દિવસનો ઘણોખરો સમય તો મહેશ પાસે જ ગાળતી હતી, પણ રાતે એક બહેનપણીને ત્યાં સૂવા જતી. મહેશ હજી ખાટલામાં ઊઠી શકતો નહોતો, પણ મોટા તકિયાને અઢેલીને બેસવા જેટલી એનામાં શક્તિ આવી હતી. એ અને હું સામસામાં બેસી કલાકોના કલાક સુધી વાતો કરતાં. મહેશની મારા પ્રત્યેની લાગણી હવે પૂરેપૂરી પ્રગટ થઈ રહી હતી.

જરા નિરાંત વળવાની સાથે મારા મનમાં વિચારો ઊભરાવા માંડ્યા. તાવ હતો ત્યાં સુધી તો બીજો કશો વિચાર કરવાનો અવકાશ જ નહોતો. હવે જુદા જુદા વિચારોએ મારા

મગજ પર કબજો જમાવવા માંડ્યો. મને મારી ત્રિશંકુ જેવી સ્થિતિનો ખ્યાલ આવ્યો. મહેશે મારી સાથે લગ્ન કરવાની ચોખ્ખી ના પાડ્યા છતાં હું બાપુજીને ઘેરથી ચાલી આવી હતી અને પાછા ફરવાનો રસ્તો મેં મારા હાથે જ બંધ કર્યો હતો. મારા એ વર્તન માટે મને જરાય અફસોસ થતો નહોતો, કારણ એવું કર્યા વિના બીજો કશો માર્ગ જ નહોતો. પણ હવે? મહેશ લગભગ સાજો થવા આવ્યો હતો. એને અને મને એકબીજા સાથે વાતો કરવાનું ગમતું અને હું દર-રોજ આખો દિવસ એની સાથે ગાળતી એ જુદી વાત હતી, પણ હવે મહેશને મારી ખાસ જરૂર ન હતી. હવે હું ન જાઉં તોય ચાલે એમ હતું. એટલે મારે પાછાં મારા કામ પર ચડી જવાનો સમય આવી પહોંચ્યો હતો. અને હવે મારી સ્થિતિ પહેલાં જેવી નહોતી. હવે તો આર્થિક બાજુનો પણ વિચાર કરવાનો હતો. મેં જેમ બને તેમ જલદી મહેશને ત્યાં જવાનું બંધ કરવાનો વિચાર કર્યો.

મહેશ જાતે ઊઠીને બારી પાસેની આરામખુરશી પર બેસતો થયો, ત્યારે મેં એક સાંજે કહ્યું :

'મહેશ, હવે કાલ સાંજથી હું અહીં નહિ આવી શકું.

'કેમ?' મહેશે પૂછ્યું. એના અવાજમાં આશ્ચર્ય અને એક પ્રકારની નિરાધારતા ભર્યાં હતાં.

'કાલથી હું માટુંગા જવાની છું!' મેં કહ્યું.

'ઓહ, સમજ્યો!' તેણે કહ્યું 'બરાબર છે. તારે હવે જવું જોઈએ, મારી તબિયત સારી છે. કાલથી તું જવા માંડ.'

તે બોલ્યો અને કશાક વિચારમાં ડૂબી ગયો. હું સામેની

ખુરશી પર બેઠી બેઠી, આરામખુરશી પર પડેલા તેના જરા સુકાયેલા છતાં સુંદર દેહને નીરખી રહી.

'સરલા, જરા આમ આવીશ?' મહેશ બોલ્યો. હું ઊઠીને તેની પાસે ગઈ અને આરામખુરશી પાસે જમીન પર બેસી ગઈ.

'સરલા, મને ગઈ કાલે બાપુજીએ મારી માંદગી વખતની કેટલીક વાતો કરી,' મહેશે કહ્યું, 'મને મારી માંદગી દરમિયાન શું શું બન્યુ તે ચોક્કસ યાદ નથી. જો કે મને એટલી તો ખબર હતી કે તું મારી પાસે બેસી-રહેતી હતી, પણ ગઈ કાલે બાપુજીએ જે કહ્યું તેનો મને કશો ખ્યાલ નહોતો....'

ને અચાનક તેણે પોતાના બે હાથ લંબાવી મારું મોં પકડી લીધું અને તેને પોતાની તરફ ફેરવી મારી આંખમાં આંખ પરોવી.

'સરલા,' તે બોલ્યો, 'બાપુજીએ તો હજી ગઈ કાલે વાતો કરી, પણ સાચું કહું? છેલ્લા થોડા દિવસથી હું એ જ વાતનો વિચાર કર્યા કરતો હતો કે કદાચ મારા વિચારો ખોટા પણ હોય. યાદ આવે છે? તે દિવસે તેં મને પૂછ્યું ત્યારે મેં જવાબ આપ્યો હતો કે મને તારામાં વિશ્વાસ નથી–કોઈ સ્ત્રીમાં વિશ્વાસ નથી....! લાગે છે કે હવે મારે ઓછામાં ઓછી એક સ્ત્રીમાં તો વિશ્વાસ રાખવો પડશે!'

'સાચે?' મેં પૂછ્યું.

'હા, સરલા, સાચું કહું છું.' મહેશની આંખમાં જાણે સારી દુનિયાનું અમી ભેગું થયુ હતું.

હું કશું બોલી નહિ, કશું બોલવાનું હતું જ નહિ.

# ૩ : લાલ ચીંદરડી

નાનપણમાં જગમોહન ખૂબ તોફાની હતો. તમે કહેશો, નાનપણમાં તો બધાં છોકરાં તોફાની હોય. સાચી વાત, પણ જગમોહન તો બધાંથી ચઢી જાય એવો હતો. તેનાં તોફાનને હદ નહોતી. ઘરમાં તે દાદાજીની તપખીરની દાબડી સંતાડતો, બાપુજીનાં ચશ્માં ભાંગતો અને બાની મોંઘી સાડી ફાડી નાખતો. ઘરનાં માણસો તેનાથી કંટાળતાં એટલે તેને શેરીમાં મોકલી દેતાં, પણ શેરીમાંય તે બધાંને ત્રાહિ ત્રાહિ પોકરાવતો. અરે ! માણસો તો શું, પશુપંખીને ય હેરાન કરવામાં તે બાકી રાખતો નહિ. પાડોશની 'પુસી'ની તે પૂછડી આમળતો ને 'ડાઘિયા'નો કાન પકડી તેને લાત મારતો. એક વખત તો તેણે એક કબૂતરને પણ આબાદ સપડાવેલું.

બન્યું એવું કે એક વખત રમતાં રમતાં તેની નજર એક ભૂખરા કબૂતર પર પડી. કબૂતરનું ધ્યાન બીજે કશે હતું. જગમોહને દોડી તેને પકડી લીધું. કબૂતર બિચારું છૂટવાને ફાંફાં મારવા લાગ્યું. જગમોહને તેને વધુ વખત પકડી ન રાખતાં લાલ રંગના કપડાની એક ચીંદરડી લઈ, તે કબૂતરને પગે બાંધી તેને છોડી મૂક્યું.

પણ એટલી એ ચીંદરડીએ જગમોહનના ધાર્યા કરતાં કબૂતરને ઘણું વધારે હેરાન કર્યું. ત્યાર પછી જ્યાં જ્યાં એ કબૂતર જતું, ત્યાં ત્યાં તે એકલું પડી જતું. તેને આવતું જોઈ બીજાં બધાં કબૂતરો ઊડી જતાં. પેલા કબૂતરને પગે બાંધેલી લાલ ચીંદરડી એમને એટલી ભયપ્રેરક હતી, કે કોઈ એનો

સંગ કરવા તૈયાર ન હતું. તે બિચારું આખો દિવસ એક છાપરા પર એકલું બેસી રહેતું. જગમોહન આ જોતો અને પોતાની યુક્તિ પાર પડ્યાના આનંદથી ખડખડાટ હસતો.

પણ આ તો બધી જગમોહનના બાળપણની વાતો, ત્યાર પછી તો કેટલાંય વર્ષો વીતી ગયાં. જગમોહન બાળક મટી યુવાન બન્યો. મેટ્રિક થઈ તેણે એક બેંકમાં કારકુનની નોકરી લઈ લીધી ને કેટલાંય વર્ષોને અંતે કેશિયર બન્યો. પગાર ઘણો ઓછો હતો પણ એટલામાં તે પોતાની પત્ની તથા નાનકડા પુત્રનું અને પક્ષાઘાતથી પીડાતી ઘરડી માનું પૂરું કરી શકતો.

આખીય નોકરી દરમિયાન એણે પ્રામાણિકતાનો ખૂબ આગ્રહ રાખ્યો હતો, એટલે મેનેજર સુદ્ધાં તેને માનથી બોલાવતા. પટાવાળાઓ તો તેને સાહેબ જ કહેતા. બહાર પણ તેની પ્રામાણિકતાની એટલી સારી છાપ પડેલી, કે મિત્રોમાં અને ન્યાતમાં પણ એને સારું સ્થાન મળ્યું હતું.

એવા એ જગમોહનના ઘરમાં એક વખત માંદગી આવી. માની પક્ષાઘાતની દવા તો કાયમ ચાલુ હતી. સાથે તેની સ્ત્રી શાંતા ટાઈફોઈડમાં પટકાઈ પડી. પંદર દિવસ થયા તોય તાવ ન ઊતર્યો. રોજ ડૉક્ટર આવતો અને જતી વેળા દસની એક નોટ ખીસામાં મૂકતો જતો. ઉપરાંત દવા, બરફ, મોસંબી વગેરેનું ખર્ચ તો જુદું. ટૂંકા પગારમાંથી જગમોહન ઝાઝું બચાવી શક્યો ન હતો. પંદર દિવસમાં તેની બધી બચત ખલાસ થઈ ગઈ.

પંદર દિવસ તો ગયા, પણ હવે શું? માંદગીનો ખર્ચ

ઘટવાને બદલે વધતો જતો હતો. અનાજ પણ ખલાસ થવા આવ્યું હતું. કોઈ રાંધનાર કે બીજી કશી મદદ કરનાર પણ નહોતું. બે સ્ત્રીઓ બિછાને પડી હતી અને પુત્ર સાવ નાનો હતો, એટલે જગમોહનને આખો દિવસ કામ કરવું પડતું. એ કામ અને પૈસાની ચિંતા–બે ભેગાં થયાં એટલે તેના મગજ પર ખૂબ ભાર રહેવા લાગ્યો.

સોળમે દિવસે જગમોહને હિસાબ કરી જોયો. ઓછામાં ઓછા પાંચસો રૂપિયા તેને મળવા જોઈએ, તો જ શાંતા બચે. પણ મેળવવા ક્યાંથી? તેણે પૈસા મેળવવાના બધા રસ્તા વિચારી જોયા, પણ એકે ય માર્ગ ન મળ્યો. ગીરો મૂકી પૈસા લેવા જેવી તેની પાસે એકે વસ્તુ ન હતી. કોઈની પાસેથી ઉધાર લેવા? છટ્! એમાં તો એનું અભિમાન ઘવાતું હતું. પોતે કોઈની પાસે ભીખ માગવા જાય? કદી ન બને. વળી અધૂરામાં પૂરું પગાર આવવાને ય દસ દિવસની વાર હતી.

પગાર? તેના મગજમાં એક નવો વિચાર આવ્યો. પગાર તો માત્ર નેવું રૂપિયા હતો. એટલાથી કાંઈ વળે એમ નહોતું, પણ બેંકમાંથી જ પૈસા લીધા હોય તો? દરરોજ તેના હાથમાંથી હજારો રૂપિયા પસાર થતા, એમાંથી થોડા પોતે લઈ લે તો કોને ખબર પડવાની હતી?

તેના મગજમાં આ વિચાર આવતાં તે ચમકી ઊઠ્યો. તેનાં જેવો પ્રામાણિક માણસ પૈસા ઉચાપત કરે?....પણ પછી તેણે શાંત મને વિચાર કરવા માંડ્યો. પૈસા લીધા હોય તો એમાં ખોટું શું હતું? પોતે આટલાં વર્ષ બેંકની નોકરી કરી હતી.

ખરું જોતાં તો ભીડ–અગવડને વખતે બૅંકે જ સામે પડીને તેને આટલી રકમ આપવી જોઈએ. જો તેને પૈસા ન મળે તો શાંતાને બચાવવાની કોઈ આશા ન હતી. પૈસા લઈ લે તો કોઈ પૂછનાર નહોતું. વળી તે પૈસા થોડો જ લઈ લેવાનો હતો? બેત્રણ મહિને કકડે કકડે પાછા મૂકી દેવાશે. આમ પૈસા લેવામાં કશું ખોટું નહોતું, છતાં તેનું મન માનતું નહોતું. પોતે આટલાં વર્ષ પ્રામાણિક રહ્યો હતો. તેની સામે લાલચો નહોતી આવી એવું નહોતું, પણ દરેક વેળા તેની પ્રામાણિકતાએ એ લાલચો પર વિજય મેળવ્યો હતો. હવે વિશ્વાસઘાતી થવું? ના, ના.....

આખી રાત જગમોહને વિમાસ્યા કર્યું. થોડીવાર તેનું મન પૈસા લઈ લેવા તરફ વળતું, તો થોડીવાર આજ સુધી ટકાવી રાખેલી પ્રામાણિક વૃત્તિ જોર કરતી. બીજે દિવસે પણ તેને સાંજ સુધી ચેન ન પડ્યું.

સાંજે જ્યારે તે બૅંકમાંથી ઘેર આવ્યો, ત્યારે તેણે જોયું કે શાંતા નિશ્ચેતન થઈને પડી હતી. તેના મનમાં ફાળ પડી. તેના મગજમાં વિચાર ઝબકી ગયો. કદાચ શાંતા,....તે તરત પથારી પાસે દોડી ગયો. શાંતા સાવ બેભાન થઈને પડી હતી. શ્વાસોચ્છ્‌વાસ ચાલતો હતો, પણ તે સાવ ધીમો. પરિસ્થિતિ ગંભીર તો હતી જ. તેણે તરત જ ડૉક્ટરને બોલાવ્યો.

ડૉક્ટરે આવીને શાંતાને તપાસી. પછી ચિંતાતુર દૃષ્ટિએ તાકી રહેલા જગમોહન તરફ ડોકું ધુણાવ્યું, જગમોહન કંપી ઊઠ્યો. તેણે ડૉક્ટરને પૂછ્યું: ‘કાંઈ જ આશા નથી?’

‘હું આથી વધુ કાંઈ નહિ કરી શકું,’ ડૉક્ટરે જવાબ

આપ્યો, 'તમે સિવિલ સર્જનને બોલાવો. કદાચ કારી ફાવે.' ડૉક્ટર આવે પ્રસંગે ફી માગવાનો અવિવેક કર્યા વિના ચાલ્યો ગયો.

શાંતાની પથારી પાસે બેઠેલો જગમોહન શાંતાના મોં સામે તાકી રહ્યો. ઓહ! એ ચહેરા સાથે કેટકેટલી વાતો સંકળાયેલી હતી! વળી તેને ઘરની પરિસ્થિતિ યાદ આવી. ખાટલે પડેલી મા, નાનકડો પુત્ર અને....અને શાંતા જો મરી જાય....! પોતે શાંતાના શબને સ્મશાને લઈ જવાતું દેખી રહ્યો હોય એવો ભાસ થયો. તેણે પોતાની આંખો પર બે હાથની આંગળીઓ સખત રીતે દબાવી દીધી, પણ એથી તો ઊલટી અકળામણ વધી. તેણે હાથ ખેસવી ધીમેથી આંખો ખોલી. ના, હજી સુધી તો શાંતા જીવિત હતી. પણ એ ક્યાં સુધી? જો એ સિવિલ સર્જનને ન બોલાવી શકે તો પછી કઈ આશા બાકી હતી?

અને બીજે દિવસે તેણે બૅંકમાંથી પાંચસો રૂપિયા લીધા.

પછી તો બબ્બે ડૉક્ટરોની વિઝિટો ચાલુ થઈ. બરફ વધુ ને વધુ ઘસાવા લાગ્યો. પહેલાં જેનો વિચાર પણ ન થઈ શકતો એ ઇન્જેક્શનો પણ અપાવા લાગ્યાં. શાંતા સારી થઈ જશે એમ લાગવા માંડ્યું.

પણ એટલામાં એક દિવસ જગમોહન પકડાઈ ગયો. તેને કોર્ટમાં ખડો કરવામાં આવ્યો અને તેના પર વિશ્વાસ-ઘાતનો આરોપ મૂકવામાં આવ્યો. થોડાક દિવસ પછી મનમાં કંઈ કંઈ ચિંતાઓ ભરી જગમોહન જેલના સળીઆ પાછળ ધકેલાઈ ગયો.

જેલમાં તેને એક વાર તેની માએ પાડોશના છોકરા પાસે લખાવેલુ પત્તુ મળ્યું. તેના ઉપરથી તેણે જાણ્યું કે શાંતા હવે સાજી થઈ ગઈ હતી અને હવે તે ઘરમાં હરીફરી શકતી હતી. આ પત્ર વાંચી તેના હૃદયમાં જરાક ટાઢક વળી. ત્યાર પછી તેને કશા સમાચાર મળ્યા નહિ. તેના પત્રોનો કોઈએ જવાબ ન વાળ્યો. મુલાકાત માટેની તેની ઇચ્છા અધૂરી જ રહી.

એક વષ પછી જ્યારે જગમોહને જેલની બહાર પગ મૂક્યો, ત્યારે તેને લાગ્યું કે દુનિયા બદલાઈ ગઈ છે. ગાડી–મોટરોની કતારો, લોકોની દોડધામ અને ભિખારીઓની બૂમો–બધું એનું એ જ હતું છતાં કંઈક બદલાયું હતું. શું, તેની સમજ પડતી ન હતી.

મગજમાંથી આ વિચારોને ખંખેરી કાઢવાનો પ્રયાસ કરતાં તે આગળ વધ્યો. તેને હતું કે શાંતા પોતાના પુત્રને લઈને રાહ જોતી ઊભી હશે અને પોતે તેના હાથમાંથી પુત્રને લેવા જશે ત્યાં નાનપણનો ભેરુ રામુ આવીને તેના વાંસા પર ધબ્બો મારશે. પોતે પાછળ ફરીને તેને કહેશે : 'ગાંડા! રસ્તા વચ્ચે આવું....'

.......પણ જેલના દરવાજા આગળ કોઈ નહોતું. તેણે પાએક કલાક ત્યાં ઊભા રહી ઘર તરફ ચાલવા માંડ્યું.

ઘેર પહોંચી તેણે બારણાંની સાંકળ ખખડાવી. શાંતાએ બારણું ખોલ્યું અને તેને જોઈ સહેજ પાછળ હઠી ગઈ, પછી બોલી : 'આવો.'

'કેમ છે તબિયત ?' જગમોહને પૂછ્યું.

રાસુ બારીએ જ ઊભો હતો પણ જગમોહનને જોતાં જ તેણે ડોકું અંદર ખેંચી લીધું. જગમોહન નવાઈ પામ્યો. તે ઓટલાનાં પગથિયાં ચઢ્યો. તેણે રાસુને પોતાની પત્નીને કહેતાં સાંભળ્યો: 'એ ચોરને બહારથી જ વિદાય કરી દેજે. ઘરમાં નથી એમ કહેજે.'

જગમોહન અંદર ગયા વગર જ પાછો ફર્યો.

ઘેર આવી જમ્યા પછી જગમોહન મેડે પાન ખાતો બેઠો હતો ત્યાં શાંતા ઉપર આવી અને કહ્યું: 'આ બાને....'

'કેમ શું છે?'

'કંઈ નહિ,' શાંતા જરા ગૂંચવાઈ અને પછી તેણે કઠોર બનીને કહી નાખ્યું: 'કાલે હું પિયેર જવાની છું.'

'કેમ?'

'એ તો ઘરમાં કોઈ બાની ચાકરી કરનાર નહોતું. એટલે,' શાંતામાં હિંમત આવતી લાગી, 'બાકી આજે એક વરસથી બાપુજી કહ્યા કરતા'તા કે તું ચાલી આવ. એવા વિ....' શાંતાએ જીભ કચરી.

જગમોહનનું મગજ તપી ગયું. 'સમજ્યો!' તેણે ભયંકર અવાજે કહ્યું.

'બાબુને....' શાંતાએ કહ્યું.

'બાબુને ય....?' જગમોહન ઊકળી ઊઠ્યો. પણ પછી તેણે મન પર કાબૂ રાખતાં કહ્યું: 'લઈ જજે, મારે કામ નથી.'

શાંતા નીચે ચાલી ગઈ.

જગમોહન વિચારમાં પડ્યો. હજી તો તેને સ્થાને

માત્ર એક જ દિવસ થયો હતો એટલામાં તો જાણે એક યુગ વહી ગયો. પોતે એવું કયુ પાપ કર્યું હતું, કે બધાં તેને તિરસ્કારતાં હતાં? જ્યાં જાય ત્યાં અવહેલના અને અપમાન.... જાણે કપાળે કોઈએ સદાને માટે ગુનેગારની છાપ ન મારી હોય!

જગમોહનને લાગ્યું કે પોતે દુનિયામાં એકલો પડી ગયો છે. આખા જગતમાં પોતાનું કોઈજ નથી. પોતાનું જીવન સાવ નિર્માલ્ય છે–નકામું છે.

જગમોહન ધ્રૂજી ઊઠ્યો. પોતાનું જીવન શું ખરેખર નકામું છે? તેના મગજમાં એક ભયંકર વિચાર આવ્યો. તેણે આજુબાજુ નજર ફેરવી, પાસે જ માની દવાની શીશી પડી હતી તે તેણે ઊંચકી અને તેની આંખ લાલ અક્ષરો પર ફરી રહી: 'ઝેરી.'

બૂચ ખોલીને તે બાટલી સામે થોડીવાર તાકી રહ્યો, પછી તેણે બાટલીને હોઠે માંડી. આહ! કેવી સરસ વાસ આવતી હતી! હવે એક જ મિનિટમાં પોતે.......

પણ એક શું, એકવીસ મિનિટો વહી ગઈ તોય જગમોહન એ દવા પી ન શક્યો. આખરે એણે બાટલી પાછી મૂકી દીધી ને બબડ્યો: 'મન પણ ભારે બાયલુ છે તો! આટલો ય જીવ નથી ચાલતો.....' અને તેણે પાસે પડેલી પાનદાનીમાંથી એક પાન કાઢી તેને હાથમાં કચરી નાખી મોંમાં મૂક્યું.

ત્યાં તેણે કશોક ફફડાટ સાંભળ્યો, તેણે એક કબૂતરને

બારી પર આવીને બેસતાં જોયું. જરાક વાર રહી તે કબૂતર ઓરડામાં આવ્યું.

જગમોહને આંખે હાથ ફેરવ્યો. તેની આંખ તેને દગો તો નહોતી દેતી? શું એ કબૂતરને પગે ખરેખર જ લાલ ચીંદરડી બાંધેલી હતી?

તેને પોતાનું નાનપણનું તોફાન યાદ આવ્યું. પોતાની જેમ જ કો'ક તોફાનીએ કબૂતરને પકડી તેને પગે લાલ ચીંદરડી બાંધી હશે.....તેનાથી અનાયાસે પોતાની અને કબૂતરની સ્થિતિ સરખાવાઈ ગઈ. બન્ને કેવી સરખી પરિસ્થિતિમાં મુકાયાં હતાં!....તેનું હૃદય અનુકંપાથી ભરાઈ ગયું. કબૂતર તેની સામે દયામણી આંખે તાકી રહ્યું હતું.

જગમોહન થોડીવાર સુધી કબૂતર અને તેને પગે બાંધેલી લાલ ચીંદરડી તરફ તાકી રહ્યો. પછી કોઈ નિશ્ચય કરી લીધો હોય તેમ ઊઠ્યો. ઊઠતી વેળા તેનો હાથ પાનદાની સાથે અથડાયો. પળભર તે પાનદાની તરફ જોઈ રહ્યો. પછી તેણે તે ઊંચકી અને કબૂતર તરફ છૂટી મારી. મોટો અવાજ થયો ને કબૂતરની આંખ બહાર નીકળી પડી.

અવાજ સાંભળીને દોડતી આવીને શાંતાએ જગમોહનને લોહી નીંગળતા કબૂતર પર નમેલો જોયો.

'શું થયું?' તેણે પૂછ્યું.

'કંઈ નહિ,' જગમોહને ટટાર થતાં જવાબ આપ્યો. 'એક દુઃખી જીવ છૂટ્યો!'

# ૪ : ચાળીસ સેકંડ

ચાળીસ સેકંડ!

આજે આપણે બધા ય કાંડે ઘડિયાળ બાંધીને ફરીએ છીએ ને મિનિટે મિનિટનો હિસાબ રાખીએ છીએ. કેટલીય વાર સેકંડનો કાંટો પણ અગત્યનો બની જાય છે. મેં એવા પણ કેટલાક માણસો જોયા છે કે જેઓ ઑફિસે જાય, તે અગિયારમાં બહુ બહુ તો પાંચ સેકંડ ઓછી હોય ત્યારે ઑફિસમાં પગ મૂકે અને છની ઉપર પાંચ સેકંડે તો એમના પગ ઑફિસના દાદરનાં પગથિયાં ઊતરતા જ હોય. આ તો એક સાધારણ દાખલો કહેવાય. કેટલાક માણસો તો સેકંડના કાંટા માટે આાળી ય વધુ આગ્રહી હશે.

કેટળીકના સ્વભાવમાં પહેલેથી જ આવી નિયમિતતા હોય છે. કેટલાકને અનુભવથી એ આવી હોય છે. એ અનુભવો કોઈ કોઈ વાર તો સાચે જ કપરા હોય છે. હું પોતે સેકંડના કાંટાનો એટલો બધો આગ્રહી નથી, પણ હું શરત મારું છું કે બીજા કોઈ પણ માણસને મારા જેવો અનુભવ માત્ર ચાળીસ સેકંડ જેટલા સમયમાં નહિ થયો હોય.

ચાળીસ સેકંડ! કેટલો ઓછો સમય લાગે છે! પૂરી એક મિનિટ પણ નહિ. એક, બે, ત્રણ, ચાર, પાંચ....એમ મોંથી બોલીએ તો ચાળીસ આંકડા ય પૂરા બોલી ન રહેવાય. પણ એ ચાળીસ સેકંડનો ટૂંકો સમય પણ કેટલો લાંબો છે? આ બધું જરા ગોટાળા જેવું લાગે છે, ખરું? ચાલો, હું તમને મારો અનુભવ જ કહું.

ઘણાં વર્ષ પહેલાંની વાત છે. ત્યારે મુંબઈનું જીવન આજના જેટલું ધમાલિયું નહોતું, પણ કંટાળી જવાય એટલું ધમાલિયું તો હતું જ; એટલે હું ય થોડે વખતે કંટાળ્યો. તે વેળા તો કૉલેજમાંથી નીકળીને સીધો કારકુનીમાં દાખલ થયેલો એટલે બધું જ કામ કંટાળાજનક લાગતું. વળી લાંબા સમયથી કશે બહારગામ પણ ગયો નહોતો. છેલ્લો એક વર્ષ પર લગ્ન કરવા ગામ ગયેલો. તે પણ પાછો કમને; કારણ, છોકરીને તો મેં દીઠી સુદ્ધાં નહોતી. એટલે સાહેબ પાસે એક અઠવાડિયાની રજા મંજૂર કરાવી એકાદ હજાર બચાવેલા તેમાંથી સો–દોઢસો ખરચી નાખવાનો હિંમતભર્યો વિચાર કરી ખંડાળા ઊપડ્યો. પત્નીને સાથે લેવાનું મન તો જરા ય નહોતું, છતાં બીજે કશે સગવડ થઈ શકે એમ ન હોવાથી સાથે લેવી પડી. જો કે એકલા આનંદ માણવાનો નહિ મળે એ વિચારે મન તો ખાટું થઈ જ ગયું, પણ શું થાય?

ખંડાળા મુંબઈ અને પૂના વચ્ચેના રેલવે રસ્તા પર આવેલું છે. મુંબઈથી પૂના જતી રેલવેનો રસ્તો ખૂબ સુંદર ગણાય છે. કવિઓ અને ચિત્રકારોએ એનાં કેટલાં ય વખાણ કર્યાં છે. અરે! પૂના જઈ આવેલા કોઈ સામાન્ય માણસને પણ પૂછશો તો કહેશે, 'ભાઈ, બી. બી.માં શું બળ્યું છે? સૌંદર્ય જોવું હોય તો જાઓ પૂના....'

આમે રસ્તો સુંદર તો છે જ, ને તેમાં પાછા વરસાદના દિવસો એટલે પૂછવું જ શું? આજુબાજુના પહાડો પર લીલાં લીલાં ઝાડો દેખાતાં હોય, કેટલી ય જગ્યાએ પહાડ પરથી નાનકડા ધોધ પડતા હોય, નીચે ખીણમાં ઘાસની લીલી

ચાદર પથરાઈ હોય, ત્યાં આવેલા એકાદ ગામડાના કોઈ ઘરમાંથી ધુમાડો નીકળતો હોય અને સામે રંગબેરંગી વાદળ વચ્ચે સૂર્યાસ્ત થતો હોય....સાચે, એનું વર્ણન હું તો શું, કોઈ પણ કવિ ભાગ્યે જ કરી શકે.

રેલરસ્તે સૌંદર્ય તો ખરું, પણ રસ્તો વિકટ બહુ. પાટાની એક બાજુએ ઊભા પહાડો આવી રહ્યા હોય ને બીજી બાજુ ઊંડી ખીણ. ચાલવાનો રસ્તો બે પાટાની વચ્ચે હોય ને ખીણની બાજુએ તો ઘણેભાગે પગથી જેટલી પણ જગ્યા ન હોય. પણ વિકટતા હોય તો જ મજા આવે ને? દરરોજ સાંજ પડે એટલે હું બહાર નીકળવાનું મન રોકી શકતો નહિ. પત્નીને આવે રસ્તે જવાનું બહુ ઠીક લાગતું નહિ, પણ એને વળી પાછી ઘેર એકલાં રહેતાં ય બીક લાગતી, એટલે એ ય સાથે આવતી. ને કેટલીક વાર તો એ એવી એવી વાતો કરતી, કે માથું પાકી જતું અને તેને ખીણમાં હડસેલી દેવાનો પણ વિચાર આવી જતો. એવે વખતે આવી ગામડિયણ જોડે ક્યાં લગ્ન કર્યાં, એવો વિચાર કરી મારી નબળાઈને અને લગ્ન કરાવનાર માબાપ અને સગાંવહાલાંઓને મનમાં ગાળ આપી દેતો. ત્યાં એક દિવસ એક બનાવ બની ગયો.

તે દિવસે ય અમે રોજની જેમ રેલવેના પાટા પર ફરવા ગયાં હતાં. લગભગ સૂર્યાસ્ત થવા આવ્યો એટલે પાછાં ફર્યાં. સૂર્યાસ્ત વેળા કુદરતી રીતે જ ખીણ વધારે સુંદર બનતી, એટલે એ બાજુના પાટા પર જ ચાલ્યાં, પણ ત્યાં ચાલવામાં 'ડેક્કન'નો સમય થઈ ગયો હતો એ અમે બે ય ભૂલી ગયાં.

અને જે બનવાનું હતું તે તો બન્યું જ. અમે બન્ને મૂગાંમૂગાં ચાલ્યાં જતાં હતાં ને હું ખીણમાંના એક વાદળનો આકાર ગુલાબના ફૂલ જેવો છે કે કમળના ફૂલ જેવો તેનો વિચાર કરતો હતો, ત્યાં અચાનક જ પાછળથી ટ્રેનનો અવાજ સંભળાયો અને સાથે જ તેનો ભયાનક પાવો પણ સંભળાયો. અમે ચાલતાં હતાં ત્યાં જરાક વળાંક હતો એટલે ડ્રાઈવરે પણ અમને ટ્રેન છેક પાસે આવી લાગી, ત્યારે જ જોયાં હશે; કેમકે અત્યાર સુધી તેણે પાવો નહોતો વગાડ્યો. ટ્રેન એટલી નજદીક આવી ગઈ હતી, કે તેને રોકવાનો ઉપાય ન હતો.

પાવાનો ભયાનક અવાજ સાંભળતાંની સાથે જ અમે બન્નેએ પાછળ જોયું. મગજે વીજળિક વેગે કામ કરવા માંડ્યું. કશો વિચાર કરવાનો વખત ન હતો. હું બે પાટા વચ્ચેની જગ્યામાં કૂદી પડ્યો. મારા પગ ભાગ્યે જ પાટા પરથી ઊંચકાયા હશે ને ટ્રેન આવી. પણ કૂદકો મારવા જતાં મને ઠોકર વાગી અને હું બે પાટા વચ્ચેની એ જગ્યામાં પડી ગયો. નીચે પડતાંની સાથે જ મારી નજર હાથે બાંધેલા ઘડિયાળ પર પડી. તેમાં બરાબર સાડા છ થયા હતા. સેકંડનો કાંટો પણ બરાબર બાર પર હતો.

પડતાંની સાથે તરત જ મેં ઊંચું જોયું—પત્ની ક્યાં હતી એ જોવા માટે. પણ કોઈ દેખાયું નહિ. સફાળો ઊભો થયો ને જોયું તો સાચે કોઈ જ નહોતું. સામે ટ્રેન ઝપાટાબંધ દોડી જતી હતી. એન્જિન અને એક ડબ્બો તો પસાર થઈ ગયાં હતાં એટલે ખીણ બાજુનો દેખાવ પણ ઢંકાઈ

ગયો હતો. આ જગ્યાએ ખીણ બાજુએ પગથી નહોતી એ મને યાદ આવ્યુ. સાથે એ પણ યાદ આવ્યું કે હું પડ્યો કે તરત મેં એક ચીસ સાંભળી હતી. મને થયું, જરૂર પત્ની ખલાસ....

ને માનશો ? મને આનંદ થયો. આજે કેટલાય વખતથી આવી ગામડિયણ પત્નીથી હું દૂર ભાગી જવા ઇચ્છતો હતો. તે દેખાવમાં સાવ ખરાબ નહોતી, પણ તેની અને મારી સમજણમાં ખૂબ તફાવત હતો. તે ઝાઝું ભણી નહોતી અને હું બી. એ. ઑાનર્સ થયેલો એટલે સ્વાભાવિક છે કે અમને ન ફાવે. વળી દરેક બાબતમાં એની કચકચ. કપડાં પહેરવામાં ય ગામડિયાશાહી. ને પોતે એવી હોય તો તો સમજ્યા, પણ મારી બાબતમાં ય ખોટો દુરાગ્રહ કરે. કફની અને ધોતિયાની સાથે બૂટમોજાં પહેરવાની એની રોજની જીદ. એના મનમાં એમ ઘૂસી ગયેલું કે એથી જરા રોફ પડે. હવે આને મારે શું કહેવું? દરરોજની કચકચથી હું તો જાણે ત્રાસી ગયો હતો. કેટલી યે વાર જાતે આપઘાત કરવાનો વિચાર પણ થઈ આવતો. અરે! પેલે દિવસે નીરૂપા આવેલી ત્યારે ય એણે શું કુરુક્ષેત્ર માંડેલું !

બન્યું એવું કે એક શનિવારે બપોરે હું ઑાફિસેથી બહાર નીકળ્યો ત્યાં નીરૂપા મળી ગઈ. ને નીરૂપા મળે એટલે પછી બાકી શું રહે? એ મને આગ્રહ કરીને સિનેમા જોવા ઘસડી ગઈ. 'શો' પૂરો થતાં અમે બંને મારે ઘેર ગયાં. ત્યાં પત્ની મોઢું ચડાવીને બેઠેલી. મને તરત ખ્યાલ આવી ગયો કે પાસેની જ ઑાફિસમાં કામ કરતા મારા પેલા પાડોશીએ મને

નીરૂપાને સાથે જોયાં હશે ને આવીને પત્નીને વાત કરી હશે. પછી તો પાએક કલાક નીરૂપા બેઠી ત્યાં સુધી એણે એવું ખરાબ વર્તન રાખ્યું, કે હું ય ચિડાઈ ગયો; પણ મનમાં સમસમીને બેસી રહ્યો. એને ક્યાંથી ખબર હોય કે નીરૂપા મારે મન કોણ હતી! એને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય કે હું હજી એક વર્ષ પહેલાં જ નીરૂપાને જીવનસંગિની બનાવવાનાં સ્વપ્નો સેવતો હતો....હવે હું છૂટ્યો; હવે કદાચ હું અને નીરૂપા ....ને મને આનંદ થયો.

મગજ સાચે જ વીજળિક વેગે કામ કરતું હતું. મેં ઘડિયાળ સામે જોયુ. સેકંડનો કાંટો બાર પરથી ખસી બે સુધી પહોંચ્યો હતો અને હજી દસ સેકંડ જ થઈ હોવાનું દર્શાવતો હતો. ટ્રેન દોડી જતી હતી. એનાં પૈડાં ભયાનક અવાજ કરી રહ્યાં હતાં.

નીરૂપાનો વિચાર આવતાં મારા હોઠ પર સ્મિત રમી રહ્યું. કેટલી સુંદર છોકરી! ને પાછી કેટલી 'ફોરવર્ડ!' છોકરાઓ સાથે વાત કરવામાં એને કશો સંકોચ નહિ. બે વર્ષ પહેલાં જ કૉલેજ ગેધરિંગ વખતે એની ઓળખાણ થયેલી; નાટકમાં મારે ભાગે દુષ્યંતનો પાઠ આવેલો અને એ શકુંતલા બનેલી. ત્યારથી જ તેને મારી શકુંતલા બનાવવાનાં મેં સ્વપ્નો સેવવા માંડેલાં. જો એ સ્વપ્નો પાર પડ્યાં હોત.... કાંઈ નહિ, હવે કદાચ પડશે....

પણ મારું સ્મિત તરત જ વિલાઈ ગયું: મને થયું, નીરૂપાને પૂછી તો જરૂર જોઈશ પણ એ હા પાડશે ખરી? મારા જેવા તો એને કેટલા ય મિત્રો હતા. હજી ગયે વર્ષે

જ ગેધરિંગમાં એ જૂલિયટ બનેલી ત્યારે નીતિન નામના છોકરાએ રોમિયોનો પાઠ લીધેલો: ને નીતિન અને નીરૂપાની જોડી છ મહિનામાં તો પંકાઈ ગઈ હતી. પણ ગમે તેમ, મારું તો એક વર્ષ જૂનું ઓળખાણ ને! પણ એ એક વર્ષ પર હું ખાસ મદાર બાંધી શકું એમ નહોતું, એનો મને ખ્યાલ આવ્યો. નીતિન મારા કરતાં ક્યાં ય દેખાવડો અને કેટલો ય પૈસાદાર હતો ને વળી પાછો હું ગમે તેવો તો ય બીજવર. નીરૂપા કોઈ દિવસ હા ન પાડે. હું નિરાશ થઈ ગયો અને મને પત્ની મરી ગઈ તેનો અફસોસ થવા માંડ્યો. એ અફસોસ સાથે મેં ઘડિયાળ તરફ નજર નાખી. સેકંડનો કાંટો માત્ર વીસ જ સેકંડ ગઈ હોવાનું દર્શાવતો હતો.

રસ્તો વિકટ હોવાથી ટ્રેન કદાચ ધીમી જતી હતી. ઓછામાં ઓછું મને તો એવું લાગવા માંડ્યું.

અફસોસની સાથે મારું મન છ મહિના પરની મોટી માંદગીના દિવસો પર દોડી ગયું. એક દિવસ હોટલમાં આઈસ્ક્રીમ ખાધો ને અચાનક મેલેરિયાનો હુમલો થઈ ગયો. તાવ છેક ચાર પાંચ ડિગ્રી સુધી ચડી ગયો. તે વેળા પત્નીએ મારી કરેલી સારવાર મને યાદ આવી. રાતદિવસ બિચારીએ ખડે પગે મારી ચાકરી કરેલી ને ત્રણ દિવસે મને તાવ ઊતર્યો.

ને ત્યારે તો તે જાણે કે ત્રણ વરસ ઘરડી થઈ ગઈ હોય એવું દેખાતું હતું.

મને યાદ આવ્યું, હું કેટલો કૃતઘ્ન હતો! તાવના ઘેનમાં હું 'રૂપા, રૂપા' લવતો–હું નીરૂપાને એ ટૂંકે નામે જ બોલાવતો, પણ પત્ની બિચારી એમ જ માનતી કે હું

'રૂપાં, રૂપાં' કહી તેનું જ નામ બોલી રહ્યો છું. ને માંદગી પછી ય મેં તેનો ભ્રમ ન ભાંગ્યો!

પછી તો મને પત્નીની કેટલીય વાતો યાદ આવવા માંડી. અમારી પહેલી રાત—જ્યારે તેનું આખું શરીર ધ્રૂજી રહ્યું હતું અને મો કમળની પાંખડી જેવું રાતું બની ગયુ હતું—એ મને યાદ આવી. ઓહ! એ પત્ની ગઈ.......

જેમ જેમ હું છેલ્લા એક વર્ષના બનાવોને યાદ કરતો ગયો, તેમ તેમ મને વધારે ને વધારે અફસોસ થવા માંડ્યો. મને લાગ્યું, ચોક્કસ મેં એક રત્ન ગુમાવ્યું. હવે આવી પત્ની કદી નહિ મળે. મારું મગજ વધારે ને વધારે ગૂંચવાવા માંડ્યું. મેં ટ્રેનનાં પૈડાં સામે જોયું ને પછી ઘડિયાળ તરફ જોયું. સેંકડનો કાંટો ત્રીસ સુધી પહોંચ્યો હતો.

ઘડિયાળ પરથી આંખ સહેજ ઊંચી કરી મેં ફરી ટ્રેનનાં પૈડાં સામે જોયું. ખટ્ ખટ્ ખટાક, ખટ્ ખટ્ ખટાક અવાજ સાથે પૈડાં દોડી જતાં હતાં. ટ્રેનની ગતિને લીધે તેમનો આકાર ભાગ્યે જ દેખાતો હતો. માત્ર કોઈ વસ્તુ ચક્કર ચક્કર ફરતી હોય એવું જ લાગતું હતું. મને લાગ્યું, આખું વિશ્વ ચક્કર ચક્કર ફરી રહ્યું છે. મારા મગજમાં જાણે કે અગ્નિ ધમી રહ્યો હતો. મને થયું, આવી પત્ની ગઈ, હવે જીવવામાં શો સાર છે? ને આપઘાત કરવાનો વિચાર આવી ગયો. કદાચ મેં મારી જાતને એ દોડતાં પૈડાં વચ્ચે ફેંકી પણ દીધી હોત, પણ મારી જીજિવિષાએ અને માનવસહજ નબળાઈએ મને એમ કરતો અટકાવ્યો.

ત્યાં અચાનક પૈડાંનો ભયાનક ખટ્ ખટ્ ખટાક અવાજ

ધીમો પડી ગયો. મારી સામેનું આવરણ ખસી ગયું ને ખીણનો દેખાવ ખુલ્લો થઈ ગયો. સામે રક્તરંગી સૂર્ય આથમતો હતો. આજુબાજુ આછાં વાદળાં હતાં અને તેમાં મેઘધનુષના રંગો પથરાઈ રહ્યા હતા.......

હું દોડ્યો. છેક પાટાની કિનાર સુધી આવ્યો ત્યારે દેખાયુ કે પાટાની સપાટી નીચે એકાદ ફૂટ નીચેથી એક ઝાડ ઊગીને ઊંડી ખીણ પર ઝઝૂમી રહ્યું હતું અને પત્ની તેને વળગીને ઊભી હતી. મેં હાથ લાંબો કર્યો અને તે પકડીને તે ઉપર કૂદી આવી!

મારું મન કોઈ વિચિત્ર લાગણીઓથી ભરાઈ ગયુ. હું પત્નીને ભેટી પડ્યો. 'રૂપાં, રૂપાં!' મેં લાગણીવશ અવાજે કહ્યું. જિંદગીમાં પહેલી વાર મેં તેને 'રૂપાં' નામથી બોલાવી.

મેં ઘડિયાળ તરફ નજર નાખી. સેકંડનો કાંટો ચાળીસ પર પહોંચ્યો હતો.

મારી સામે એક સુંદર મોં હસી રહ્યું હતું. ક્ષિતિજ પર સૂર્યનો છેલ્લો ભાગ અદૃશ્ય થતો હતો. જમણી બાજુએ ટ્રેન દૂર દૂર દોડી જતી હતી.

# ૫ : અકસ્માત

અાષાઢની કાળી રાતનાં અંધારાં પાલવા પર ઊતરી આવ્યાં હતાં.

મુંબઈનો સૌથી વધારે ફૅશનેબલ ગણાતો લત્તો અત્યારે લગભગ સૂનકાર પડ્યો હતો. પાલવા પર સાંજે ફરવા આવનારા લોકો ક્યારના ઘેર પહોંચી ગયા હતા. ચોમાસાનો તોફાની દરિયો જોરમાં ઊછળતો હતો અને તેનાં મોજાં પાલવાની દીવાલોના પથ્થરો સાથે અથડાઈને ભયંકર ઘુઘવાટ કરી રહ્યાં હતાં. દીવાલોથી દસ ડગલાં દૂર જ પ્રખ્યાત ‘ગેઈટ વે ઑફ ઇન્ડિયા’ એકલો છતાં અડગતાથી ઊભો હતો. એની ત્રણ કમાનો જાણે ઊંચી ને ઊંચી બનતી જતી હતી. એનો ભવ્ય હૉલ જાણે અંધારાથી ઊભરાઈ જતો હતો. ગેઈટ વેની સામે આવેલા ચોગાનમાં વીજળીના કેટલાક દીવાઓ ફિક્કો પ્રકાશ વેરી રહ્યા હતા. વરસાદ ઝરમર ઝરમર વરસતો હતો, અને એના પાણીને લીધે રસ્તા પર ભરાયેલાં નાનકડાં ખાબોચિયાંમાં દીવાઓના ભયાનક પડછાયા પડી રહ્યા હતા. પાસે જ તાજમહાલ હૉટલનું ભવ્ય મકાન આવી રહ્યું હતું. એમાં હજી કૉકટેલ અને ડાન્સ ચાલુ હતા.

મુંબઈના એ વિખ્યાત ગેઈટ વેની સામેના ચોગાનને બીજે છેડે એક મૂતરડી આવી રહી હતી. એની એક બાજુના દરવાજા પર લખેલા ‘ઇન્ડિયન સ્ટાઈલ’ અને બીજી બાજુના દરવાજા પર લખેલા ‘યુરોપિયન સ્ટાઈલ’ના શબ્દો એકબીજાનો ઉપહાસ કરી રહ્યા હતા. એની પીળા રંગની દીવાલો

વરસાદથી ધોવાઈને કાળી બની ગઈ હતી. સારો ય લત્તો શાંત હતો.

મૂતરડીની પાછળની એ દીવાલ આગળ અચાનક એક છોકરું રડી ઊઠ્યું અને એણે સારા ય લત્તાની શાંતિનો ભંગ કરી નાખ્યો. સાથે જ એક સ્ત્રીનાં ધીમાં ડૂસકાં સંભળાયાં. થોડી વાર રહી તૂટક તૂટક શબ્દો કાને પડ્યા :

'આજે નહિ લખમણ....આજે નહિ....' 'અરે પ્યારી જમની, મેરી જાન....' 'હટ દારૂડિયા, જોતો નથી? હજી તો હમણાં જ સુવાવડમાંથી....' 'અરે છોડ ઉસ બાતકો....' 'હટ અહીંથી, પાજી....'

છોકરું વધારે જોરમાં રડી ઊઠ્યું. એક ધબાકો સંભળાયો અને બેત્રણ ક્ષણ પછી એક દારૂડિયો લથડિયાં ખાતો રસ્તા પરથી ચાલ્યો ગયો. વીજળીના ફિક્કા દીવાઓએ થોડી વાર એનો પડછાયો પાડી લીધો.

છોકરાના રડવાનો અવાજ ધીમેધીમે ઓછો થતો ગયો અને થોડી વારે શાંત પડી ગયો. મૂતરડીની ભીંતને અઢેલીને બેઠેલી જમનીએ ધાવણા છોકરાને છાતીથી અળગું કરતાં આજુબાજુ નજર ફેરવી. એના પગ આગળ અંધારામાં એની ભાંગીતૂટી ઘરવખરી–જો એને ઘરવખરી કહી શકાય તો–પડી હતી. પાસે જ ચારથી એક વર્ષનાં ત્રણ છોકરાંઓ ટૂંટિયું વાળીને સૂઈ ગયાં હતાં. જમનીએ શાંત પડી ગયેલા ધાવણા છોકરાને એકની એક ફાટીતૂટી ગોદડી પર મૂક્યું અને પોતે ઊભી થઈ.

વરસાદ અટકી ગયો હતો. જમની ચોગાન વટાવી

દીવાલ પાસે પહોંચી. દરિયા પરથી આવતા ઠંડા પવનથી મૂતરડી પાસેની અસહ્ય ગરમીથી ત્રાસી ગયેલા એના મગજને જરા શાંતિ વળી. જમની પાળ ઉપરની સાંકડી જગ્યામાં થોડીવાર ટૂંટિયુ વાળી બેસી રહી અને દીવાલ સાથે અફ્ળાતાં મોજાં સામે તાકી રહી. પછી તે ઊભી થઈ અને તાજમહાલ હૉટલની દિશામાં આગળ વધી.

હૉટલની કેટલીક બારીઓમાંથી હજી દીવાનો પ્રકાશ આવી રહ્યો હતો. સીઝનનો સ્પેશિયલ 'મોન્સુન બૉલ' હજી પૂરો નહોતો થયો, એટલે હોટલથી સામેના ફૂટપાથ પાસે કેટલીય મોટરો હારબંધ ઊભી હતી. પેકાર્ડ, વુલસ્લી, સ્ટુડ્બેકર....લાલ રંગની, પીળા રંગની, લીલા રંગની મોટરો પાસેથી જમની પસાર થઈ રહી અને અંદરની સુંવાળી ગાદીનો સ્પર્શ કેવો હશે એની કલ્પના કરી રહી.

મોટરોની હાર ક્યારે પૂરી થઈ તેનો જમનીને ખ્યાલ ન રહ્યો. હવે આગળનો રસ્તો ઉજ્જડ પડ્યો હતો. જમનીએ પાછા વળવા માટે પગ ઉપાડ્યા. પણ અચાનક તે થંભી ગઈ. કશેકથી કોઈ છોકરાના રુદનનો અવાજ આવી રહ્યો હતો!

જમનીએ કાન માંડ્યા. રુદનનો અવાજ સ્પષ્ટ બનતો લાગ્યો. જમની ઉજ્જડ રસ્તા પર આગળ વધી. દસેક ડગલાં ચાલતાં જ દીવાલની પાળી પર પડ્યું પડ્યું રડતું એક બાળક તેની નજરે પડ્યું.

આટલી રાતે આ બાળક અહીં ક્યાંથી આવ્યું હશે તેનો વિચાર કરતી જમની આગળ વધી. બાળકનું આખું શરીર એક ગોદડીમાં વીંટાળેલું હતું. પાળી સાંકડી હતી.

એના પર બાળકને મૂકે તો દરિયામાં પડી ન જાય ? જમની-ને બીક લાગી, અને તેણે દોડીને તરત બાળકને ઊંચકી લીધું. પણ ઊંચકતાંની સાથે તેનું આશ્ચર્ય સોગણું વધી ગયુ. બાળક તરતનું જન્મેલું હતું અને....અને ગોરી ચામડી-નું હતું !

જમનીને પહેલાં તો આ બાળક અહીં કેવી રીતે આવ્યું હશે એની સમજ ન પડી. સાંજે ફરવા આવનાર કોઈ ભૂલી ગયુ હોય એમ તો ન બને. એવું હોય તો બીજા કોઈની નહિ તો પા પા કલાકે રોન મારતા પેલા પોલીસની નજરે પડ્યા વિના રહે ?.......પછી ધીરે ધીરે તેને એક રાતે જ્યારે લખમણ ભાનમાં હતો ત્યારે તેણે કહેલી કેટલીક વાતો યાદ આવી. કહેવાતા સભ્ય સમાજની વાતો લખમણે કેટલા રસથી કરી હતી ? અને એ બધી વાતોને અંતે પોતે પોતાના ધાવણા બાળકના માથા પર હાથ ફેરવતાં જવાબ આપ્યો હતો: 'એના કરતાં તો આપણે સારાં. પેટનું છોકરું ગમે તેમ પણ ઉછેરીએ તો ખરાં!.......'

જમની વિચારી રહી, સાચે જ એવું હશે ? સાચે જ કોઈએ આ બાળકને તરછોડી દીધું હશે ? એમ કરતાં એની માની છાતી કેમ ચાલી હશે ? પોતાને આટઆટલાં બાળકો થયાં, પણ ગમે તેટલી ગરીબી હોવા છતાં ખાવાને ધાન નહિ અને પહેરવાને કપડાં નહિ એવી સ્થિતિ હોવા છતાં આવું કરવાનો કદી વિચાર સુદ્ધાં નહોતો આવ્યો. તો એક યુરોપિયન, પૈસાવાળી માએ....પણ જમનીના એ વિચારો તરત અટકી ગયા. કારણ તેને સવાલ થયો, હું

આનું કરવું શું ?

બાળક રડતું બંધ પડી ગયું હતું. જમનીને પહેલાં તો એને પાછું પાળી પર મૂકી દેવાનો વિચાર આવ્યો. પોતે શા માટે એવી પારકી પંચાત વહોરવી જોઈએ ? પણ તે પાછું મૂકી દે, પછી બાળક દરિયામાં પડી જાય તો ? જમનીનો જીવ ન ચાલ્યો.

તો શું કરવું ?.... થોડે દૂરથી રોન મારતા પોલીસની લાઠી ઠોકાવાનો અવાજ સંભળાયો. પોલીસને જ સોંપી દીધું હોય તો ? પછી એનું જે થવાનું હશે તે થશે....હા, એ જ બરાબર છે. જમની બાળકને બે હાથમાં ઉપાડી આગળ વધી.

પોલીસ અડધો ઊંઘતો, અડધો જાગતો રોન મારી રહ્યો હતો. જમનીએ તેની પાસે જઈને કહ્યું :

'યે બચ્ચા...........'

'ક્યા હૈ ?' પોલીસે ઘાંટો પાડ્યો.

'યે બચ્ચા.......' જમનીએ ફરી બોલવાનો પ્રયત્ન કર્યો. 'યે બચ્ચા મેરા નહીં હૈ.'

'તો કીસકા હૈ ?' પોલીસે અડધી ઊંઘમાં જ પૂછ્યું.

જમની ચૂપ થઈ ગઈ.

'તેરા નહીં તો કીસકા હૈ ?' પોલીસે ફરી ઘાંટો પાડ્યો. 'ખાલી ખાલી હેરાન કરતે હો ! તુમ લોગ એક દિન ભી....રહ નહીં સકતે ઔર ફિર.... 'યે બચ્ચા મેરા નહિ હૈ !' પોલીસે ચાળા પાડ્યા. 'સાલે હરામખોર ભીખ-મંગે....' કહી સરસ્વતી સુણાવતો તે આગળ ચાલ્યો ગયો.

જમની સ્તબ્ધ બની ઊભી રહી. કશું વધારે બોલવા

જતાં એકાદી લાઠીનો સ્વાદ ચાખવો પડશે એ વિચારે તેની વધારે બોલવાની હિંમત ચાલી નહિ. હવે આનું શું કરવું એની એ ગડમથલ કરી રહી.

ત્યાં તાજમહાલ હૉટલના દરવાજા આગળ સહેજ કોલાહલ સંભળાયો. 'મોન્સુન બૉલ' પૂરો થયો હતો. હૉટલમાંથી એક પછી એક સ્ત્રીપુરુષો બહાર નીકળવા માંડ્યાં. જમની ક્ષણભર બાળકને ભૂલી એમનાં વસ્ત્રો અને વસ્ત્રો પર ચમકતાં ઘડિયાળો અને દાગીનાઓ તરફ જોઈ રહી. પછી અચાનક તેને વિચાર આવ્યો: 'આમનામાંથી કોઈને બાળક સોંપી દીધું હોય તો? ગોરું બાળક તો ગોરા લોકોનાં ઘરમાં જ શોભે....' જમની હારબંધ ઊભેલી મોટરો તરફ ગઈ.

તાજમહાલના દરવાજામાંથી એક યુરોપિયન યુગલ નીકળ્યુ અને સામે ઊભેલી 'પેકાર્ડ' તરફ આગળ વધ્યું. જમની એમની પાછળ ગઈ અને મોટરના દરવાજા આગળ બાળક ધરીને ઊભી રહી. યુગલ પાસે આવતાં ગંદી વાસથી તેનું મગજ ભરાઈ ગયુ. બંનેએ ખૂબ દારૂ ઢીંચ્યો હતો.

'સા'બ! યે બચ્ચા....' આખરે તેણે હિમત કરીને કહ્યું.

તદ્દન લેટેસ્ટ ડીઝાઈનના સૂટમાં સજ્જ થયેલા ગોરા પુરુષે ખીસામાં હાથ નાખ્યો, અને એક આની કાઢી તેની તરફ ફેંકી. 'ડેમ, સ્વાઈન પીપલ....ઑલવેઝ બોધરિંગ....' તે બબડ્યો.

જમની એ શબ્દોમાં કશું સમજી નહિ. તેણે કહ્યું: 'મગર સા'બ, યે બચ્ચા ગોરા હે....'

'ગોરા હે....હા....હા....હા....' પેલો પુરુષ પોતાના

શરીરને પેકાર્ડની સુંવાળી ગાદી પર નાખતાં હસ્યો. 'કાલી ઔરતકા ગોરા બચ્ચા! હાવ ફની!' અને તેણે શોફરને હુકમ કર્યો. 'બી કવીક યુ ફૂલ!'

મોટર એક હળવા આંચકા સાથે ચાલુ થઈ ગઈ અને રસ્તા પર વળાંક લઈ ક્યાંની ક્યાં દોડી ગઈ. જમની ફરી એક વાર સ્તબ્ધ થઈને ઊભી રહી ગઈ. બાળક રડવા માંડ્યું. તેણે તેને જરા છાતી સાથે દબાવ્યું. બાળક છાનું રહી ગયું.

જમનીને આ બાળક પર ચીડ ચડી. તેને થયું, કોણ જાણે કેમ આ બલા વળગી પડી? હવે એનાથી છૂટવું શી રીતે? જમનીને કોઈ ઉપાય ન દેખાયો. તે કંટાળી. 'આને ત્યાં જ રહેવા દીધું હોત તો સારું થાત, બહુ બહુ તો દરિયામાં પડી જાત.' તેના મનમાં વિચાર આવ્યો....'અને હજી ય એને દરિયામાં ફેંકી દીધું હોય તો?'

જમનીએ બાળક સામે જોયું. ત્યારે જ એને ભાન આવ્યું કે કોણ જાણે ક્યારે એની છાતી પરનું કપડું ખસી ગયું હતું અને બાળક નિરાંતે તેની છાતી સાથે વળગી ધાવતું હતું! જમની ક્ષણભર એ બાળકના નિર્દોષ મોં તરફ તાકી રહી. તેના હૃદયમાં એક ન સમજાય એવો ઉમળકો આવ્યો. તેને ક્ષણભર થયુ: 'આને મારી પાસે જ રાખ્યું હોય તો?' પણ બીજી જ પળે તેને પોતાનાં ચાર છોકરાં અને પોતાની ચીંથરેહાલ સ્થિતિનો ખ્યાલ આવ્યો. એટલા જ ખાતર તો એણે થોડા વખત પર લખમણને એક લાત મારી હતી. 'ભગવાન જેને જરૂર ન હોય એવાંને જ છોકરાં કેમ આપતો હશે?' તેને થયુ.

પણ એ બધા વિચારો કરવાનો કશો અર્થ નહોતો. આ બાળકનો કાંઈ પણ નિકાલ લાવવાનો હતો. જમનીને મૂતરડી આગળ પડેલા પોતાના ધાવણા છોકરાનો ખ્યાલ આવ્યો અને તેણે ઝટ એ બાળકને છાતીથી અળગું કરી દીધું. તે મન દૃઢ કરી દરિયા પાસેની દીવાલ આગળ પહોંચી અને બાળકને દરિયામાં ફેંકી દેવા હાથ લંબાવ્યા.

ત્યાં તેને યાદ આવ્યુ કે પેલા પોલીસે તેને આ બાળક સાથે જોઈ હતી. પોલીસ પોતાને ઓળખતો હતો. પોતે બાળકને દરિયામાં ફેંકી દે અને મોડીવહેલી તેની લાશ હાથ લાગે તો પોતાના પર તેને મારી નાખવાનો આરોપ આવવાનો. પછી પોતાનાં ચાર છોકરાંનું શું?...જમની થંભી ગઈ.

જમનીની બાળક પરની ચીડ અનેકગણી વધી ગઈ. હવે એને પાછું પેલી જગ્યાએ મૂકવા જવામાં ય પકડાઈ જવાનું જોખમ હતું. પોતાના છોકરાને ધવડાવવાનો સમય થયો હતો અને એ કદાચ રડી રહ્યો હશે એ વિચારે જમની પાછી છોકરા પાસે પહોંચી જવા અધીરી થઈ ગઈ.

તાજમહાલના 'મોન્સુન બૉલ'માંથી છૂટેલા લોકોની ભીડ ઓછી થઈ ગઈ હતી. હારબંધ ઊભેલી મોટરોમાંથી ઘણીખરી ચાલી ગઈ હતી. છેલ્લી બેત્રણ રહી હતી. જમનીને થયું: આને એકાદ મોટરના માર્ગમાં જ મૂકી દીધું હોય તો કેવું? વાંક હાંકનારનો ગણાશે અને અકસ્માત થયો હોવાથી પોતાને માથે પણ ખાસ કશું નહિ આવે....તે એક છેલ્લો અડગ નિશ્ચય કરી આગળ વધી.

....તાજમહાલ હોટલની સામેની ફૂટપાથ આગળ ઊભેલી એક 'શેવરોલેટ'ના શોફરે પાછળની સીટમાંથી 'ચલાઓ!'-

નો ઑર્ડર સાંભળ્યો. તેણે મશીન ચાલુ કર્યું અને ક્લચ છોડી મોટરને ગતિમાં મૂકી. રસ્તા પર વાળવા તેણે વળાંક લીધો ત્યાં વચમાં કાંઈક આવ્યું હોય એવું લાગ્યું. તે ચમક્યો, તેણે સ્ટીયરિંગ પરથી કાબૂ ગુમાવ્યો અને મોટર સાઈડ ફૂટપાથ આગળ ધસી, પણ એકાદ ક્ષણમાં તો શૉફરે પાછી પોતાની જાતને સંભાળી લીધી. એક સ્ત્રીની ચીસનો અવાજ મોટરની જોરમાં લાગેલી બ્રેકના અવાજ સાથે ભળી ગયો.

પાલવાના એ શાંત લત્તામાં જબરી ધમાલ થઈ પડી. લોકો ભેગા થઈ ગયા અને ટોળું વળી ગયું. 'શું થયું? શું થયું?' કેટલાક અવાજ સંભળાયા. 'એક ભિખારણ કચડાઈ ગઈ.' 'શી રીતે?' 'અકસ્માત.' 'અરે આ પેલું શું છે?' 'છોકરું! યુરોપિયન છોકરું!' 'આની પાસે ક્યાંથી?....' 'જીવે છે?' 'હા, પણ આ ભિખારણ પાસે....' 'કશેકથી ઉઠાવી લાવી હશે....' 'હાસ્તો, હમણાં તો માણસમાં ને કસાઈમાં ફેર....' પેલો રોન મારતો પોલીસ કોલાહલ સાંભળી જાગ્રત થઈ દોડી આવ્યો. તેણે ટોળાને વિખેરવા માંડયું.

એકાદ કલાકમાં બધું પતી ગયું. નધણિયાતી લાશને મ્યુનિસિપલ એમ્બ્યુલન્સ લઈ ગઈ. ટોળું વિખેરાઈ ગયું. પોલીસ પાછો રોન મારવા ચાલ્યો ગયો. કોલાહલ શમી ગયો અને પાલવા બંદરનો લત્તો ફરી એક વાર શાંત બની રહ્યો.

ત્યારે ચોગાનને છેડે આવેલી મૂતરડી પાસેથી એક છોકરું રડી ઊઠ્યું, પણ પાલવાના પથ્થરો સિવાય બીજા કોઈએ એ રુદન સાંભળ્યું નહિ.

# ૬ : છબી

સાંજનો સમય હતો. ઑફિસથી ઘેર આવી રાજેન્દ્રે કોટ અને ટોપી ઉતાર્યાં અને ખીંટીએ ભેરવ્યાં. પછી તે હાથમોં ધોવા બાથરૂમ તરફ વળ્યો, ત્યાં તે થંભી ગયો.

સામે દીવાલ પર એક છબી ટાંગેલી હતી.

છબી એક યુવતીની હતી. ભાગ્યે જ સત્તર અઢાર વર્ષની એ યુવતીની ઉંમર હશે. યૌવનના પગથારે પ્હેલાં પગલાં પાડતી એ યુવતીના સહેજ લંબગોળ મોં પર પાતળું નાક શોભી રહ્યું હતું. આંખો મોટી ય ન હતી. તેમ જ નાની ય ન હતી. તેની ઉપર બે પાતળી ભમ્મરો ધનુષની જેમ ખેંચાયેલી હતી. નાકની નીચે બે અધરો કમળની અધખીલી પાંખડીની જેમ સ્મિત કરી રહ્યા હતા. માથાના લાંબા કાળા વાળ કાનને લગભગ ઢાંકી દઈ પાછળ સરકી જતા હતા. યુવતીના ગુલાબી ગાલો પર લજ્જા હતી અને આંખો શરમથી નીચે નમી રહી હતી. એવા એ મોંની નીચે કમળની દાંડીશી ડોક હતી. ડોકમાં કશું આભૂષણ નહોતું. ડોકની બે બાજુએ ઢળતા ખભા આવી રહ્યા હતા. અને ત્યાંથી બે સુંદર હાથ શરૂ થઈ વિકસિત વક્ષઃસ્થળ પર આવી તેને ઢાંકી દેતા હતા.

રાજેન્દ્રની આંખ આ છબી પર ઠરી રહી. આવી પરમ લાવણ્યવતી સુંદરીના દેહને અડધેથી કાપી નાખતી ચિત્રની કાળી ફ્રેમ તેને ખૂંચી. તેણે બૂમ મારી: 'કામિની, જરા આમ જો તો!'

'શું છે ?' કામિનીએ રસોડામાંથી ડોકિયું કર્યું.

'આ છબી પહેલાં તો અહીં નહોતી, ક્યાંથી લાવી ?' રાજેન્દ્રે પૂછ્યું.

'તરલાને ત્યાંથી.' કામિનીએ જવાબ આપ્યો.

'કોની છે ?' રાજેન્દ્ર છબી સામે તાકી રહેતાં પૂછ્યું.

'કોની લાગે છે ?' કામિનીએ છબી તરફ અને પછી રાજેન્દ્ર તરફ જોતાં વળતો સવાલ પૂછ્યો.

રાજેન્દ્ર આનો જવાબ તરત ન આપી શક્યો. તે વિચારી રહ્યો: કોની હોઈ શકે ? કામિનીની પોતાની ? ન હોય. જો કે રેખાઓ તેના જેવી જ હતી એટલે તેને એક વાર તો કહેવાનું મન થઈ આવ્યું : 'તારી પોતાની.' પછી થયું, કામિની વળી પાછી મશ્કરી કરશે, 'નવાઈના મોટા પરણ્યા છો તે પોતાની વહુ સિવાય કશું સૂજતું જ નથી. જેમાં તેમાં બસ કામિની....' એટલે એ વિચાર તેણે માંડી વાળ્યો. વળી કામિનીના મોં પર તો પુષ્કળ ડાઘ હતા અને આ યુવતીના મોં પર કશું નહોતું. કામિનીના વાળ પણ આટલા બધા લાંબા નહોતા અને હોઠ પણ સહેજ જાડા હતા.

તો પછી કોની હશે ?

કોઈ બહેનપણીની હશે ?....કદાચ તરલાની ! હા, એ શક્ય હતું. લગ્ન થયાંને પંદરેક દિવસ જ થયા હતા, એટલે તેણે કામિનીની બહેનપણીઓને હજી બરાબર જોઈ નહોતી. લગ્ન વખતે આવેલી, પણ તે વખતે થોડો જ ખ્યાલ રહે ? તરલાની જ હશે....

'મને તો ઓળખાતી નથી !' આખરે રાજેન્દ્રે જવાબ

આવ્યો અને પૂછ્યું: ‘તરલાની છે?’

કામિનીએ કોણ જાણે શાથી, ડોકું પાછું રસોડામાં ખેંચી લીધું. પછી થોડીવારે તેણે એકાક્ષરી જવાબ આપ્યો:

‘હા.’

‘સુંદર છે, નહિ?’ રાજેન્દ્રે વખાણ કર્યાં.

કામિનીએ કશો જવાબ ન આપ્યો.

રાજેન્દ્ર ટુવાલ ખભે નાખી બાથરૂમ તરફ ચાલ્યો ગયો.

×

બીજે દિવસે સાંજે રાજેન્દ્રે ઑફિસથી ઘેર આવી કોટ ઉતાર્યા વિના જ સામે નજર નાખી. ત્યાં છબી નહોતી. તેણે બૂમ મારી: ‘કામિની, જરા આમ જો તો!’

‘શું છે?’ કામિની રસોડામાંથી ડોકું બહાર કાઢતાં બોલી.

‘પેલી છબી, કોની તરલાની કે, અહીં હતી તે ક્યાં ચાલી ગઈ?’

‘તમારા રૂમમાં છે.’ કામિનીએ કહ્યું.

‘મારા રૂમમાં!’ રાજેન્દ્રને જરા નવાઈ લાગી. ‘શા માટે?’

‘ત્યાં એક ખીંટી ખાલી હતી અને અહીં આગળના ઓરડામાં, નકામી ભીડ કરતી હતી એટલે.’ કામિનીએ જવાબ આપ્યો, ‘તમને કશો વાંધો તો નથી ને?’

‘ના, ના,’ રાજેન્દ્ર બોલ્યો, ‘ભલે રહેતી.’

ત્યાર પછી એ છબી વિશે બેમાંથી એકે જણ બોલ્યું નહિ.

રાત પડી. જમી કરીને રાજેન્દ્ર પોતાના ખંડમાં દાખલ થયો. સ્વીચ દબાવતાં જ તેની નજરે પેલી છબી પડી. તેના

પલંગની બરાબર સામે જ તે ટાંગેલી હતી. તેની બે બાજુની ભીંતો પર કુદરતી દૃશ્યોનાં ચિત્રો ટાંગેલાં હતાં. તેમની વચ્ચે એ સારી શોભતી હતી, એવો વિચાર કરી રાજેન્દ્ર કબાટ તરફ વળ્યો અને કપડાં બદલી પલંગ પર પડ્યો. પણ આંખ મિંચાતાં પહેલાં તેની નજર સ્વાભાવિક રીતે જ પેલી છબી તરફ ગઈ અને ત્યાં જ ચોંટી ગઈ.

સારું એવું મોડું થયું હતું એટલે બધાં જંપી ગયાં હતાં. સર્વત્ર શાંતિ હતી. ઓરડાની લાઈટ બંધ હતી, છતાં રસ્તા પરના દીવાઓનું અજવાળું સહેજ આવતું હતું. એ સૌમ્ય પ્રકાશમાં છબી દિવસના કરતાં કાંઈ જુદી જ દેખાતી હતી. ભમ્મરો જાણે કે સહેજ સંકોચાઈ હતી. કેશકલાપ વધુ લાંબો અને સુંવાળો બન્યો હતો. ખભા પરનું બ્લાઉઝ જરા પારદર્શક બન્યુ હતું. ગુલાબી ગાલો પરની લજ્જા જાણે કે વધી હતી અને અધર પરનું સ્મિત વધુ મોહક બન્યું હતું.

કોઈ અદૃશ્ય ખેંચાણને લીધે રાજેન્દ્ર પલંગમાંથી ઊઠ્યો અને છબી પાસે જઈને ઊભો. કેટલીય વાર સુધી તે આ લાવણ્યમયી યુવતીની છબી તરફ તાકી રહ્યો; તે જાણે કે એ પાતળા હોઠો ચૂંમવા જતો હોય તેમ વાંકો વળ્યો, પણ અડધેથી જ અટકી ગયો.

તેને યાદ આવ્યુ; છબી તો કોઈ બીજાની સ્ત્રીની હતી. પોતે કામિનીને હજી પંદર દિવસ પહેલાં જ પરણ્યો હતો. તે બાળવિધવા હોવાથી અને તેની ઉંમર જરા મોટી, સત્તાવીસેક વર્ષની હોવાથી સંબંધીઓ અને મિત્રોએ કેટલો ય વિરોધ કર્યો હતો. જો કે પોતે ય ત્રીસથી ઓછો તો નહોતો જ.

એ બધા વિરોધ કરનારાઓને ચૂપ કરી પોતે પોતાના પ્રેમની સત્યતા સાબિત કરવા કામિની સાથે લગ્ન કર્યું હતું.

અને એની પસંદગી સાવ ખોટી તો નહોતી જ પડી. કામિની અલબત્ત સહેજ સુકાયેલી લાગતી હતી પણ કદરૂપી તો નહોતી જ.

ને કામિની સુંદર હોય કે ન હોય, પોતાને ક્યાં રૂપની સાથે કામ હતું? પોતે તો તેના ગુણથી આકર્ષાઈ તેને પરણ્યો હતો અને ગુણોની પરીક્ષા કરવામાં તો તે પૂરેપૂરો સફળ થયો હતો. કામિનીનો સ્વભાવ તેણે અને સંબંધીઓએ ધાર્યો કરતાં ઘણો સારો હતો. માત્ર પંદર જ દિવસના લગ્નજીવનમાં તે સ્વર્ગીય સુખનો અનુભવ કરી રહ્યો હતો અને હવે આખી જિંદગી સુખમાં જશે એમ વિશ્વાસપૂર્વક કહી શકતો હતો. સાચે જ તે કામિનીને ખૂબ ખૂબ ચાહતો હતો.

તો પછી આવું શાથી થયુ હશે? બદમાશ મન! રૂપ દેખીને શાને જરા જરામાં લોભાઈ જતું હશે? પોતે વખતસર અટકી ન ગયો હોત તો શું કરી બેસત? એક પરકીયાની છબી પાછળ....

રાજેન્દ્રને પોતાના મન તરફ તિરસ્કાર આવી ગયો અને તે છબી તરફ છેલ્લી, આ વખતે સાવ લાગણીવિહીન નજર નાખી પલંગમાં જઈને સૂઈ ગયો.

સવારે રાજેન્દ્ર ઊઠ્યો ત્યારે એનું મન સાવ સ્વચ્છ હતું. રાતના વિચારોનો છાંટો સરખો નહોતો. તે મનમાં ખુશ થયો અને તેણે પોતાની જાતને આવા સંકટમાંથી ઉગારી લેવાની શક્તિ ધરાવવા બદલ ધન્યવાદ આપ્યા. છબી વિષે

તે આખા દિવસમાં કશું બોલ્યો નહિ.

પણ રાતે તે પલંગમાં જઈને પડ્યો એટલે પાછા એને એ જ વિચારો આવવા લાગ્યા. એ વિચારોથી બચવા તેણે આંખ બંધ કરી, તો છબી વધારે પાસે દેખાવા માંડી, એટલે તેણે આંખ ઉઘાડી નાખી. તેને થયું, લાવ ને, જોઉં તો ખરો ! જોવામાં શો વાંધો છે? સૌન્દર્યનું નિરીક્ષણ કરવાનો અને તેની પ્રશંસા કરવાનો તો સૌને અધિકાર છે. તે પાછો છબી પાસે જઈને ઊભો રહ્યો અને તેને ધારી ધારીને જોઈ રહ્યો.

તેને લાગ્યુ, એ યુવતીમાં માત્ર રૂપ જ નથી, પણ એક જાતનું સૌમ્ય વ્યક્તિત્વ પણ છે—જે રૂપ કરતાં ય વધુ બળવાન છે. તેણે આશ્વાસન લીધું કે તે માત્ર રૂપથી જ આકર્ષાયો નહોતો, પણ રૂપ અને વ્યક્તિત્વના મુમેળથી આકર્ષાયો હતો. એવું જ વ્યક્તિત્વ કામિનીમાં હતું. કામિની ! કામિનીનો વિચાર આવતાં તે ચમક્યો અને છબી તરફ એક તિરસ્કારભરી નજર નાખી પલંગમાં જઈને સૂઈ ગયો. ઊંઘ આવતાં જરા વાર લાગી, તેટલામાં તેણે પોતાની આ નબળાઈની વાત બીજે દિવસે કામિનીને જણાવી દેવાનો નિશ્ચય કરી લીધો.

બીજા દિવસ દરમિયાન એક યા બીજા કારણસર કામિનીને વાત કરવા જેવો પ્રસંગ ન મળ્યો અને ફરી રાત પડી.

તે રાતે તો રાજેન્દ્ર સાવ દૃઢ મન કરીને, છબી સામે નજર સુદ્ધાં ન નાખવાનો નિશ્ચય કરીને ઓરડામાં આવ્યો; પણ સૂતાં સૂતાં તેની નજર એ છબી પર પડી ગઈ. તેનો નિશ્ચય ઢીલો પડી ગયો. તે ફરી એકવાર છબી પાસે જઈને ઊભો રહ્યો.

મિનિટો વહી ગઈ અને કલાકો વીત્યા પણ રાજેન્દ્ર ઊભો ઊભો છબી સામે તાકી રહ્યો અને મનસાં ગડમથલ કરી રહ્યો. છેવટે તે વાંકો વળ્યો—અંતે છબીમાંની યુવતીના અધરની જગ્યાએ કાચ પર ચુંબન કરી પાછો વળી ગયો....

તે રાતે તેણે નિશ્ચય કર્યો. આ છબીમાંની યુવતીની તપાસ કરવી. કામિનીની મદદથી અને તેની મદદ ન મળે તો પોતે જાતે પણ તપાસ કરી, કોઈ પણ ઉપાયે તે યુવતીને શોધી કાઢવી. આવું કરવામા તે પોતાનો પતિ તરીકેનો ધર્મ ચૂકતો હતો એવો તેને વિચાર આવી ગયો, પણ તેણે તે વિચારને મનમાંથી હાંકી કાઢ્યો અને છબીમાંની સુદરીમાં મન પરોવ્યું.

સવારે ચા પીતાં પીતાં જ તેણે કામિનીને પૂછ્યું:

'અરે કામિની, તું દરરોજ તારી બહેનપણીઓને ત્યાં જાય છે અને અહીં કેમ કોઈને બોલાવતી નથી?'

કામિનીએ આવો અણધાર્યો સવાલ સાંભળી ચા પીતાં પીતાં ઊંચે જોયુ. રાજેન્દ્રના હૃદયમાં ધ્રાસકો પડ્યો. કામિની-ને પોતાના મનના વિચારની ખબર તો નહિ પડી ગઈ હોય? ગુનાહિત માનસ........

પણ તે નકામો ગભરાતો હતો. એવું કશું નહોતું.

'બોલાવીશ. મને એમ કે કદાચ તમને નહિ ગમે,' કામિનીએ ચાનો પ્યાલો નીચે મૂકતાં જવાબ આપ્યો.

'ન શાનું ગમે? મને એટલો બધો એકલપેટો ધાર્યો? કે પછી તને મારા પર એટલો વિશ્વાસ નહિ હોય. હા.... હા....હા....!' રાજેન્દ્ર બનાવટી રીતે હસ્યો. સારું થયુ કે

કામિનીએ તે જોયું નહિ. 'તું તારે બોલાવ. તરલા કે બીજી કોઈ હોય તેને. આપણને ય વાતો કરવાની મળશે.' રાજેન્દ્ર 'તરલા' શબ્દ ઉચ્ચારતી વેળા તેના પર બહુ ભાર ન મુકાઈ જવાય તેનું ખાસ ધ્યાન રાખ્યું.

'વિશ્વાસ-અવિશ્વાસની વાતો ન કરો. આમાં એવું કશું છે જ નહિ,' કામિની ઊઠતાં બોલી, 'આજે બપોરે તરલાને ત્યાં જવાની છું, ત્યારે તેને તેડતી આવીશ.'

રાજેન્દ્રે પોતાને થયેલો આનંદ બહાર ન બતાવ્યો.

બપોર પડી અને ઑફિસની ઘડિયાળનો કાંટો બેથી વધુ આગળ ગયો, એટલે રાજેન્દ્રને ચટપટી થવા લાગી. હાથમાંના કાગળોના ટાઈપ કરેલા અક્ષરો પણ દોડાદોડી કરી એકબીજામાં ભળી જવા માંડ્યા. તેની આંખ સામે પેલી છબી આવીને ઊભી રહી.

ચાર વાગતા સુધીમાં તો રાજેન્દ્રની ધીરજ ખૂટી ગઈ. તે માથું દુખવાનું બહાનું કાઢી ઘેર આવતો રહ્યો.

જ્યારે તે ઘેર આવ્યો ત્યારે ઘરમાં કોઈ નહોતું. કામિની તરલાને ઘેર ગઈ હશે એમ ધારી તે પડોશમાંથી ચાવી લાવી ઘર ખોલીને બેઠો. ઑફિસનાં કપડાં પણ ઉતાર્યાં નહિ.

ઘડિયાળનો કાંટો જેમ જેમ આગળ વધતો ગયો, તેમ તેમ રાજેન્દ્રની અધીરાઈ વધવા માંડી. તે ચાર-પાંચ વાર તો બારણાં પાસે જઈ લાંબે સુધી નજર નાખી આવ્યો. છેવટે તે પોતાના રૂમમાં જઈ પેલી છબી સામે તાકતો બેઠો. તેને કંઈક શાંતિ વળી.

સાડા ચારનો ટકોરો થતાં બારણું ખખડ્યું ને એકાદ

ક્ષણ રહીને કામિની રાજેન્દ્રના ખંડમાં આવી.

'કેમ, આજે વહેલા છૂટી ગયા?' તેણે પૂછ્યું.

'હા, ના. સહેજ માથું દુખતું હતું એટલે ઘેર ચાલ્યો આવ્યો.' રાજેન્દ્રે પોતાના મનની અસ્વસ્થતા છુપાવવા બહાનું કાઢ્યું.

'લાવો, દબાવી દઉં?' કામિનીએ પાસે આવી રાજેન્દ્રના માથા પર પોતાનો હાથ મૂક્યો. રાજેન્દ્રને લાગ્યું, માથે કોઈએ અંગારો મૂક્યો.

'કશી જરૂર નથી. હવે તો મટી જવા આવ્યું છે,' રાજેન્દ્ર હાથ ખસેડતાં બોલ્યો, 'પછી તરલા આવી?'

'હા બહારના રૂમમાં છે. અંદર બોલાવું?'

'હા, બોલાવ ને, શો વાંધો છે?' રાજેન્દ્ર સહેજ ધ્રૂજતે અવાજે બોલ્યો.

કામિની બહારના રૂમમાં ગઈ. 'તરલા, અંદર ચાલ ને!' તેનો અવાજ સંભળાયો. રાજેન્દ્ર તરલાને 'આવો' કહેવા ઊભો થયો. તેને પોતાના જીવનની સોનેરી પળ આવતી લાગી.

ત્યાં કામિની અને તરલા અંદર આવ્યાં. રાજેન્દ્રે એક પળ તરલા સામે જોયું અને તેનો 'આવો' શબ્દ તેના મોંમાં જ રહી ગયો. તે બે હાથ વતી માથું દબાવી ખુરશીમાં ફસડાઈ પડ્યો.

તરલાનો ચહેરો સાવ કદરૂપો હતો!

'અરે! શું થયુ?' કામિની દોડી આવી. તેણે રાજેન્દ્રને પથારીમાં સુવાડી દઈ માથું દબાવવા માંડ્યું: 'તબિયત સારી

ન હોય તો આખિરે જતા જ શાને હતા?' તેણે પોતાના કોમળ અવાજે રાજેન્દ્રને ઠપકો આપ્યો.......

/.......તે રાતે અગિયાર વાગ્યે રાજેન્દ્રે કામિનીના ઓરડાનાં બારણાં ખખડાવ્યાં. કામિનીએ અડધી ઊંઘમાં જ ઊઠીને બારણાં ખોલ્યાં. રાજેન્દ્ર અંદર આવ્યો. તેના ચહેરા ઉપર ઉજાગરા અને થાકની નિશાનીઓ સ્પષ્ટ દેખાતી હતી.

'કામિની!' તે બોલ્યો, 'મને માફ કરીશ?'

'કેમ, શું થયુ?' કામિનીને કશી સમજ ન પડી.

'તું પેલી છબી લાવી'તી ને! મેં ધાર્યું, એ તરલાની હશે. મને છેલ્લા બેત્રણ દિવસ એને વિશે બહુ ખરાબ વિચારો આવ્યા. હું તારો અપરાધી છું, કામિની!'

કામિની કશું પણ બોલ્યા વગર તેની સામે તાકી રહી. રાજેન્દ્રના ચહેરામાં વેદનાની રેખાઓ અંકિત થયેલી હતી. કામિનીને સમજ પડતી લાગી. થોડી વાર પછી તેણે કહ્યું:

'એમાં માફ કરવાનું શું છે? સાચું પૂછો તો મારી જ ભૂલ થઈ કે હું ખોટું બોલી.'

અને કામિનીએ રાજેન્દ્રનો હાથ પકડ્યો: 'જાવ હવે, નિરાંતે સૂઈ જાવ. એવા નકામા વિચારો ન કર્યા કરો—તાવ ભરાશે. આવી બાબતમાં તે માફી માગવાનુ હોતું હશે?' તેણે સાવ સહજ રીતે કહ્યું.

રાજેન્દ્રને પોતાનાં આંખકાન પર વિશ્વાસ ન પડ્યો. તે ભારે પગે પાછો ફર્યો.

'ઊભા રહો,' કામિની બોલી, 'છબી કોની હતી એ જાણવું નથી?'

'શું કામ છે?' રાજેન્દ્ર બોલ્યો, 'આવતી કાલે સવારે એ આખી નહિ હોય.' તેનો અવાજ આત્મતિરસ્કારથી ભયંકર બની ગયો હતો.

કામિની દોડી. રાજેન્દ્રની પાસે જઈ તેણે ધીમેથી કહ્યું: 'એવી કશી જરૂર નથી. તમને આવું થયું એમાં પણ કશું ખોટું નથી. એ છબી મારી છે!'

રાજેન્દ્ર ઝડપથી પાછો ફર્યો.

'સાચે?' તેણે પૂછ્યુ.

કાનિનીએ હકારમાં ડોકુ ધુણાવ્યુ. 'યાદ આવે છે, આપણે એક વાર જુહુ ગયેલાં....' તેણે કહ્યું.

ને રાજેન્દ્રને પોતાના લગ્ન પહેલાંનો એક પ્રસંગ યાદ આવી ગયો.

તે દિવસે સાંજે પોતે કામિની સાથે જુહુ ગયેલો. દરિયાકિનારે રેતીમાં કામિની બેઠી હતી અને પોતે તેની સામે આડો પડ્યો હતો. આથમતા સૂર્યનાં કિરણોને લીધે કે પછી લજ્જાને લીધે, કામિનીનુ મોં લાલ બની ગયુ હતું. ત્યારે પોતે કહેલુ: 'કામિની! તું આજે ખરેખર સુંદર દેખાય છે.'

રેતી સાથે રમત કરતી કામિનીએ જરા હસી પડીને પોતાની સામે જોયેલુ.

'ખરેખર?'

'ખરેખર.' પોતે જવાબ આપેલો.

પછી 'હં' કરી કામિની જરા ચૂપ થઈ ગયેલી. પોતે તેનું કારણ પૂછ્યું ત્યારે માંડમાંડ તેણે કહેલુ:

'તમે મને જોઈ નહોતી એટલે તમે કદાચ નહિ માનો. પણ પહેલાં હું ખૂબ સુંદર હતી. ત્યારપછી માતા આવ્યાં ને મારો આખો દેખાવ જ જાણે કે બદલાઈ ગયો. અત્યારે તો હું હતી તેના ચોથા ભાગ જેટલી પણ સુંદર નથી રહી.'

પોતે કહેલું: 'મેં તને ત્યારે જોઈ હોત તો કેટલું સારું થાત! હવે તો એ ભૂતકાળની વાત બની ગઈ. મને શી રીતે ખ્યાલ આવે?'

તેણે જવાબ આપેલો: 'કદાચ સારું ન થાત. તમે મારા રૂપ પાછળ જ ગાંડા બનત. મારું હૃદય પારખવાની તમને ફુરસદ ન મળત. પણ અફસોસ કરવાની ખાસ જરૂર નથી. તમને ખ્યાલ આપવાનો એક સરસ રસ્તો છે.'

પોતે એ 'રસ્તા' વિશે કેટલું ય પૂછેલું પણ તેણે જવાબ નહોતો દીધો; માત્ર ડોકું જ ધુણાવેલું....

રાજેન્દ્ર કામિની તરફ તાકી રહ્યો. રાત્રિના અંધકારને લીધે કે પછી તેની આંખમાંનાં આંસુને લીધે કામિનીના મોંની રેખાઓ અસપષ્ટ બનવા લાગી અને પેલી છબીમાંના મોં સાથે મળી જવા લાગી. પળ વાર રહીને તેની સામે કામિનીનું સુંદર—દશ વર્ષ પહેલાંનું મોં તરવરી રહ્યું.

'ઓહ કામિની!' આખરે તે બોલ્યો અને કામિનીને ભેટી પડચો. અંધારું હોવા છતાં તેના હોઠને કામિનીના અધર-ને શોધવાની મુશ્કેલી ન પડી.

કામિનીના ગાલ પર ફરી એક વાર લજ્જા પ્રસરી ગઈ. તેના અધર પર સ્મિત ખીલી ઊઠ્યું. બરોબર પેલી છબીમાં હતું તેવું જ!

# ૭ : પંદર રૂપિયા

મનોહર મુંબઈના ગૌરવ સમા એ મરીન ડ્રાઈવ પર જ્યારે રાતનાં અંધારાં ઊતરે છે, ત્યારે તેની સૂરત પલટાઈ જાય છે. કલાક બે કલાક પહેલાંનો લોકોથી ઊભરાતો રસ્તો સાવ ખાલીખમ બની જાય છે. સહેલાણીઓના કલરવને સ્થાને સાગરના ધીમા નિઃશ્વાસો સંભળાય છે. મુંબઈની પશ્ચિમ બાજુએ અજગરની જેમ પડેલા એ બે માઈલ લાંબા રસ્તા પર બધું જંપી જાય છે. જાગે છે માત્ર થોડે થોડે અંતરે આવી રહેલા, ઘોર અંધકાર વચ્ચે પોતાનો ઝાંખો પ્રકાશ ફેલાવી રસ્તાની આબરૂ ઢાંકવાનો પ્રયત્ન કરતા પેલા દીવાઓ અને કોક વાર ભયાનક ઘુઘવાટ કરતી દોડી જતી પેલા શેઠિયાઓની મોટરો....

એવા એ રસ્તાના એક છેડાથી થોડેક દૂર આવી રહ્યું છે ચર્ચગેટ. ત્યાં હજી દિવસની તાજગી છે. પેલાં રેસ્ટોરાંઓ હજી ખુલ્લાં છે, ઈરોસનો છેલ્લો શો હજી છૂટ્યો નથી, પેલી આલીશાન હૉટલમાંનું બૉલ નૃત્ય હજી પૂરું થયુ નથી. આખો લત્તો રોશનીથી ઝળહળી રહ્યો છે.

ત્યારે મરીન ડ્રાઈવના અંધારામાં બે વિક્ટોરિયા ભૂત જેવી ઊભી છે. મુડદાલ ઘોડાઓ નીચે માથે ઊભા છે, ગાડીઓ ખાલીખમ પડી છે. આજે બેમાંથી એકે ગાડીની ગાદીને કોઈ માનવીનો સ્પર્શ થયો નથી. ગાડીથી થોડેક છેટે ફૂટપાથ પરના અંધારામાં બે લાલ આગિયા તગી રહ્યા છે. ના, એ આગિયા નથી—એ બીડીઓ છે.

સ્મશાનવત શાંતિમાં એક ધીમો નિઃશ્વાસ સંભળાઈ રહે છે. સાથે એક બુઝર્ગ આદમીનો અવાજ સંભળાય છે.

‘ક્યા સોચ રહે હો, રસૂલ?’

‘સોચના ક્યા થા! યે હી....’ એક જુવા નક્કર જવાબ આપે છે.

‘આજ કિનને પૈસે મીલે?’ ફરી પાછો બુઝર્ગનો અવાજ ગુંજે છે.

‘એક પૈસા ભી તો કહો....’જુવાન જવાબ આપે છે.

‘કલ બીબીને કુછ કહા?’ બુઝર્ગની બીડીનો પ્રકાશ ઝાંખો પડતો જાય છે.

‘હાં....’ રસૂલ જવાબ આપે છે:

‘કલ તો ઉન્હોને માનો જંગ મચા દિયા. ઘરમેં ખાનેકા તો કુછ હૈ નહિ ઔર ઉન્હે ચાહીએ વો નથ. પૈસા કહાંસે લાઉં?’ અંધકારમાં એ સવાલ રણકી રહે છે.

‘મગર સચ કહતા હું, ભૈયા,’ રસૂલ આગળ ચલાવે છે, ‘વો નથ પહનકર અમીના જીતની અચ્છી લગેગી, ઈતની....’ ને પછી સરખામણી કરવાની માથાકૂટ છોડી, ‘ઉસકી જીદ સચ્ચી તો હૈ. બિચારીને યે દો સાલમેં પહના હી ક્યા હૈ? સિર્ફ પંદર રૂપયેકી બાત હૈ. મગર....’ કહી ચૂપ થઈ જાય છે.

ઘડીભર નિઃશબ્દતા ફેલાઈ રહે છે.

‘ઔર આપકા પઠાન....’ થોડીવારે રસૂલ શાંતિનો ભંગ કરે છે.

‘હાં, આજ સુબહમેં હી આયા થા ના! કહતા થા: ‘દેખો લછમન, બહોત દિન તક મૈં ઠહરા. કલ ફજરમેં

મુઝે પંદ્રહ રૂપયે ચાહીએ; નહીં તો બૂરી બાત હોગી,' લછમન જવાબ આપે છે ને ઉમેરે છે: 'વો ભી સિર્ફ પંદર રૂપયેકી બાત હૈ....'

લછમનની બીડી હોલવાઈ જાય છે. રસૂલ તે ફરી સળગાવવા પોતાની બીડી ધરે છે. લછમન ડોકું ધુણાવે છે. 'રહેને દો, અબ ઉસમે રહા હી ક્યા હૈ?' કહી દરિયાના પાણીમાં તેનો ઘા કરે છે.

દૂરથી પાંચછ યુવાનોના ઘાંટા સંભળાય છે. બન્ને માનવીઓમાં ચેતન આવી જાય છે. રસૂલ ફૂટપાથ પર બીડી ચાંપી અડધા ઉપરાંત બળી ગયેલા એ ઠૂંઠાને ફાટેલા પહેરણના ગજવામાં મૂકતો ઊભો થઈ જાય છે. ઘાંટા વધારે ને વધારે પાસે આવતા જાય છે. પેલા 'ઈરોસ'ના સાડા નવના શોમાંથી છૂટ્યા લાગે છે.

'ક્યા બાત!' એક યુવાનનો ઘાંટો ગાજે છે, 'ઈવોન ડી કાર્લો તો ખરેખર વન્ડરફૂલ છે. શું એનું પોસ્ચર, શું એના હાથ, શું એના પગ, શું એની છાતી....જાણે બહેસ્તની....'

'કૂતરી!' બીજો ટીખળી અવાજ સંભળાય છે; બધા હસી પડે છે.

'ડેમ ફૂલ' પેલા જુવાનનો મિજાજ જાય છે, 'વોટ ધ હેલ ડુ યુ મીન?' કરતોકને તે બીજા યુવાન તરફ ધસે છે.

'શી શી શી શી'—બીજા બધા મળી બેયને છૂટા પાડે છે.

ત્યાં રસૂલનો દબાયેલો અવાજ સંભળાય છે: 'ચલિયે શેઠજી! કહાં જાના હૈ?'

'ચોપાટી', એક વ્યવહારુ અવાજ સંભળાય છે, 'શું લેશે?'

'આપ તો સમઝદાર હૈ દેના સહાબ,' લછ્મન જવાબ આપે છે.

'એક એક રૂપિયો,' ફરી પાછો પેલો વ્યવહારુ અવાજ ગુંજે છે, 'આના હૈ?'

'એક એક રૂપિયો!' લછ્મન અને રસૂલ એકબીજા સામે જુએ છે. આખા દિવસને અંતે માત્ર એક રૂપિયો! માંડ દિવસમાં એક વાર ખાવા પૂરતું મળે, પણ એય ક્યાં છે?

બંનેની નજર ઘોડા તરફ વળે છે. રાતના બાર વાગ્યે માત્ર એક રૂપિયાને ખાતર આ મુડદાલ પ્રાણીઓને બે માઈલ દોડાવવાં? પણ ન દોડાવે તો તેમને ખાવાનું શી રીતે મળે?

'શેઠજી, એક રૂપિયા તો....' રસૂલ બોલવા માંડે છે.

'એક રૂપિયો મળશે, આવવું હોય તો ચાલ. નહીં તો કાંઈ નહિ,' ફરી પાછો પેલો વ્યવહારુ અવાજ ગુંજે છે.

'ચલિયે શેઠજી,' રસૂલ એક નિસાસો નાખે છે. લછ્મન ધ્રૂજતે હાથે લગામ સંભાળે છે. જુવાનો એક પછી એક ગાડીમાં ખડકાય છે.

લગામો ખેંચાય છે ને આગળ લછ્મન અને પાછળ રસૂલની ગાડી ધીમે ધીમે ચાલવા માંડે છે. ઘોડાઓમાં જરાય કૌવત રહ્યું નથી. માથે સો સો વરસનો થાક લઈને ચાલતા હોય એમ લાગે છે.

ત્યાં પાછળની ગાડીમાંથી અવાજ ગાજે છે: 'અરે એ ઉલ્લુ, ક્યા તેરા ટટ્ટુ મર ગયા હૈ? જલદી કરો.'

ચાબુક વીંઝાય છે ને રસૂલની ગાડી લછ્મનની ગાડીથી આગળ થઈ જાય છે. આ જોઈ લછ્મનની ગાડીમાંથી અવાજ ગાજે છે:

'ક્યા દેખ રહે હો? જલદી કરો. તુમેરે પીછેવાલા આગે નીકલ ગયા!' ને પછી કોઈકને તુક્કો સૂઝે છે તે બૂમ મારે છે: 'ખડી રખો.' લછમન લગામ ખેંચે છે. ઘોડો એક ડગલાં સરી પડે છે ને પછી ઊભો રહી જાય છે. વળી પાછો પેલો અવાજ સંભળાય છે.

'એય આગેવાલા! ખડી રંખખો.' ને રસૂલની ગાડી ય અટકી જાય છે.

'ઉસકે સાથ લેલો,' લછમન હુકમનું પાલન કરે છે.

'દેખો,' રસ્તાની ભયાનક શાંતિમાં કાળસ્વર ગાજે છે, 'તુમ દોનોંમેસે જીસકી ગાડી પહલી પહુંચેગી, ઉસકો પાંચ રૂપિયા ઇનામ મિલેગા. જીતની જલદી હો શકે ઉતની જલદી કરો. જો જીતેગા ઉસકો પાંચ રૂપિયા મિલેગા.'

પાંચ રૂપિયા! લછમન અને રસૂલ, બન્નેનાં મન લોભાય છે. ત્રણ દિવસ ખાસ્સા નીકળી જાય—પણ પછી બન્નેની નજર ઘોડાઓ તરફ જાય છે. આ સુડદાલ ઘોડાઓને શરતમાં ઉતારવા એટલે એમના મોતને નોતરવું. બન્ને અચકાય છે.

લછમન કહે છે: 'માફ કિજીએ શેઠજી, હમેરે ટટ્ટુમેં ઈતના તાકત નહિ.' રસૂલ પણ એમાં સંમતિ આપે છે.

'દસ રૂપિયા!' પેલો અવાજ ભયાનક પડઘા પાડે છે. ફરી પાછા બન્ને વિચારમા પડી જાય છે.

લછમન વિચારે છે: દસ રૂપિયા મળી જાય, તો થોડીક ચિંતા તો ટળે, પઠાણને પંદરને બદલે દસ રૂપિયા તો આપી શકાય. પણ એ માનશે? પાંચ રૂપિયા તો બાકી

રહે જ ને! અરે, એ તો જે થવાનું હોય તે થાય, દસ રૂપિયા શું ખોટા? પણ પોતાનું મુઠ્ઠાલ ટટ્ટુ....

રસૂલ વિચારે છે: દસ રૂપિયામાં બીબી માટે પેલી સરસ નથ નહિ તો એનાથી ઊતરતી પણ એકાદ નથ તો જરૂર આવી જાય. ને શરતમાં ઊતરે તો લછમન ભૈયાના છેક મરવાને વાંકે જીવતા ઘોડા કરતાં પોતાનો કંઈક વધુ જુવાન ઘોડો જરૂર આગળ આવે. અમીના ખુશ ખુશ થઈ જાય પણ....આટલી રાતે ઘોડા દોડાવવા....પોતે અત્યાર સુધી ઘોડાને જીવની પેઠે જાળવ્યો છે. પોતે ભૂખ્યા રહી ઘોડાને ઘાસ ખવડાવ્યું છે. એ ઘોડાને આટલી રાતે દોડાવવો.......

'ક્યા વિચાર હોતા હૈ?' પેલો અવાજ ગુજરાતી-હિંદી ભાષા બોલે છે.

'નહીં શેઠજી,' રસૂલ ધીમે પણ મક્કમ અવાજે ના સુણાવે છે.

'પંદર રૂપિયા, ચાલ આવવું છે?' પેલો અવાજ હિંદીનો દંભ છોડી દે છે.

હવે બન્નેને માટે આકર્ષણ અદમ્ય બની જાય છે. પંદર રૂપિયા મળી જાય તો....લછમન વિચારે છે, પઠાણનું વ્યાજ ભરાઈ જાય. રસૂલ વિચારે છે, અમીનાની નથ આવી જાય. પણ ઘોડા....બન્ને ઘડીભર અચકાય છે, પણ પૈસાનું આકર્ષણ જીતે છે. બન્ને મૂંગી સંમતિ આપે છે.

અને મરીન ડ્રાઈવની ભયાનક શાંતિમાં ઘોડાના ડાબલા ગાજી ઊઠે છે. સટાક્ સટાક્ ચાબુક વીંઝાય છે. ગાડીઓનાં પૈડાં ફરે છે. પહેલાં ધીમો, પછી મોટો અને પછી વધુ મોટો ઘરઘરાટ સંભળાય છે.

પાસેના સમુદ્રનો ઘુઘવાટ ઘેરો બને છે. સટાક્ સટાક્ ચાબુક વીંઝાય છે. 'જલદી કરો, શાબાશ, હજી જલદી, જલદી જલદી જલદી'ના અવાજો સંભળાય છે. એકની આંખ સામે બીબીની નથ તરવરી રહે છે. બીજાની આંખ સામે પૈસા માગતો પઠાણ આવીને ઊભો રહે છે. સટાક્ સટાક્ ચાબુકો વીંઝાય છે.

મરીન ડ્રાઈવના દીવા ઝાંખા પડતા જાય છે, સાગરનો ઘુઘવાટ વધતો જાય છે. જાનવરોનાં મોંમાંથી ફીણ નીકળે છે. નાકમાંથી સુસવાટા કરતો નીકળતો શ્વાસ કાળજું કપાવી મૂકે છે. પણ કોઈને તેની પરવા નથી. ગાડીવાળા આંધળા બન્યા છે, ગાડીમાં બેસનારા આંધળા બન્યા છે. અરે, ખુદ રાત આંધળી બની છે. ઝડપ, ઝડપ, ઝડપ...

મરીન ડ્રાઈવના દીવા વધુ ને વધુ ઝાંખા પડતા જાય છે. મરીન લાઈન્સ....લગામો વધુ તંગ બને છે. કૈવલ્યધામ.... ગાડીવાળાઓ જીવ પર આવી જઈ પ્રયત્ન કરે છે. સટાક્ સટાક્ ચાબૂકો ગાજી ઊઠે છે. રસૂલની ગાડી આગળ વધતી જાય છે, લછમન પોતાના ધ્રૂજતા હાથોને સ્થિર બનાવવાનો પ્રયત્ન કરે છે.

....ને ચોપાટી આવી લાગે છે.

'જીત્યા જીત્યા' 'શાબાશ' 'કમાલ કિયા' રસૂલની ગાડીમાંથી અવાજો સભળાય છે. યુવાનો ઊતરે છે. રસૂલના હાથમાં પદરની નોટો પકડાવે છે. ને લછમન પર એક રૂપિયા-ની નોટ ફેંકી ચાલતા થાય છે. તેમની વાતચીત ને કોલા-હલ ધીમેધીમે શમી જાય છે.

નિઃશબ્દ શાંતિમાં ફરી એકવાર બે ઘોડા, બે ગાડી અને બે માનવીઓ રહી જાય છે.

રસૂલની આંખ સામે બીબીની નથ તરવરે છે. તેના મોં પર સ્મિત છવાય છે. લછમનની આંખ સામે ઉઘરાણી કરતો પઠાણ તરવરે છે, તેના મોં પર નિરાશા છવાય છે.

ત્યાં બન્નેની નજર ઘોડા તરફ જાય છે. બન્ને ઘોડા હાંફી રહ્યા છે. બન્નેનાં મોંમાંથી ફીણ નીકળી રહ્યાં છે. પણ લછમનનો ઘોડો બેસી પડ્યો છે. તેની આંખો બંધ છે.

રસૂલની ઘડાયેલી નજર સમજે છે કે લછમનનો ઘોડો ચાર દિવસ સુધી કામ આપી શકે એમ નથી. તેની જુવાન આંખ સામે અમીના તરવરે છે અને તેના નાકમાં ચમકતી નથ દેખાય છે. ઘડી રહીને તેની આંખ સામે ઘરડા લછમન લૈયા પાસે ઉઘરાણી કરતો, દંડા ઠોકતો પઠાણ તરવરે છે. તેની આંખો કશાક વિચારમાં મિચાઈ જાય છે, જોરથી મિચાય છે ને ઊઘડી જાય છે.

તેની સામે લછમનનો નિશ્ચેતન ઘોડો પડ્યો છે. લછમન તે તરફ આંસુભરી આંખે જોઈ રહ્યો છે.....

રસૂલના મુખ પર થોડુંક તેજ દેખાય છે. તે લછમનની ગાડી પાસે જાય છે. હાથમાં પકડેલી પંદર રૂપિયાની નોટો તે તેના હાથમાં મૂકી દે છે. પછી પાછો વળી પોતાની ગાડી ઉપર ચડી જાય છે. લછમન આશ્ચર્ય પામી તેને જોઈ રહે છે.

રાતના ઘાડા બનતા જતા અંધકારમાં ચાર પૈડાંનો ધીમો ઘરઘરાટ થોડી વાર સંભળાઈ વિલીન થઈ જાય છે.

# ૮ : જીવનની સૌથી ખરાબ ક્ષણ

વિલ્સન કૉલેજની સામે ડામરનો સુંદર રસ્તો આવી રહ્યો હતો. રસ્તાની બીજી બાજુએ પહોળો ફૂટપાથ હતો અને એના પર હારબંધ બાંકડા ગોઠવેલા હતા. ફૂટપાથ પછી આવતો રેતીનો પટ, જેને મુંબઈવાસીઓ ‘ ચોપાટી ’ને નામે ઓળખે છે. વરસો થયાં જાણીતી એ ચોપાટી પરની રેતી યોગ્ય દરકારને અભાવે કચરાથી ભરપૂર બની ગઈ હતી તો ય પેલા અરબી સમુદ્રનાં પાણી તો પહેલાં જેટલી જ નિષ્ઠાથી એના ચરણ પખાળી જતાં.

ફૂટપાથ પર આવેલા સમુદ્ર તરફ નજરે પડે એવા એક બાંકડા પર ચાર માણસો બેઠા હતા. ચારે ય વૃદ્ધ નહિ તો પ્રૌઢ તો હતા જ. દરરોજ સાંજે તેઓ બાકડા પર આવીને બેસતા. ચોપાટી પરના લોકોના અવાજો, સીંગ–ચણાવાળાની બૂમો, પાણી–નાળિયેરવાળાના લહેકા ને ફૂગાવાળાની પપૂડીની ચીસો મિશ્રિત કોલાહલ એમને આનંદ આપતો કે આથમતા સૂર્યથી પશ્ચિમાકાશમાં થયેલા સુંદર રંગો, સામે ધીમેધીમે ઊછળતાં સમુદ્રનાં મોજાં અને એ સમુદ્ર પરથી આવતો ઠંડો પવન એમને શાંતિ આપતો એ કહેવું મુશ્કેલ હતું. ગમે તેમ હોય, તેઓ દરરોજ અહીં આવતા એ વાત ચોક્કસ, અને આ જ કારણને લીધે અને કદાચ સમાન વયને લીધે એમની એક જાતની ‘ કંપની ’ જ જામી ગઈ હતી એમ કહીએ તો ખોટું નહિ.

એ ચારે જણને ચોપાટી ઉપર ઓળખાણ થઈ ત્યાર

પહેલાં કોઈ કોઈને ઓળખતું નહોતું; કારણકે એમના વ્યવસાય જુદાજુદા હતા. ખાસા નવા કે અસામાન્ય નહોતા, માત્ર જુદા હતા. બાંકડા પર સાવ ડાબી બાજુએ રામરાય બેસતા. એમણે જુવાનીમાં પહેલાં સુરતમાં અને પછી મુંબઈની હાઈકોર્ટમાં વકીલાત કરી હતી. સાઠ વર્ષની ઉંમર થતાં, સારા વકીલ તરીકેની નામના મેળવી, સારા એવા પૈસા એકઠા કરી તે પોતાના પુત્રને વકીલાતનો ભાર સોંપી નિવૃત્ત થયા હતા. એમની પાસે બેસતા સુંદરલાલ. કાઠિયાવાડના એક ગામડામાં બચપણ વિતાવી, મુંબઈ આવી થોડો વખત ગુમાસ્તાગીરી કરી એ રૂ બજારમાં પ્રવેશ્યા હતા અને સારું એવું કમાયા હતા. પછી બેસતા ડૉ. સુરેશ. એમનું જીવન બધાથી ઊંધું જ હતું. મુંબઈમાં જ મોટા થઈ, દાક્તરી પરીક્ષા પસાર કરી એ સરકારી નોકરીમાં જોડાયા હતા. આખી જિંદગી જુદાંજુદાં શહેરો અને ગામોમાં રખડપટ્ટી કરી, નિવૃત્તિની ઉંમર થતાં પેન્શન લઈ એ ફરી પાછા મુંબઈ આવી રહ્યા હતા. ને સાવ જમણી બાજુએ બેસતા ચંદ્રવદન. એમની જિંદગી તો સાવ સામાન્ય હતી. બચપણથી જ અમદાવાદમાં ઊછરી, વીમા કંપનીમાં નોકરી કરી, જિંદગીને છેડે મુંબઈમાં પોતાના ભાઈ સાથે રહેવા આવ્યા હતા. આ થઈ એ ચાર જણની ઓળખાણ.

એક દિવસની આ વાત છે, જ્યારે ચારે જણ રાજકારણ અને રેશનિંગની વાત પરથી જીવનની ગંભીર વાતો પર ઊતરી પડ્યા.

'કેટલીક વાતો જીવનમાં એવી બની જાય છે,' ડૉ. સુરેશ બોલી રહ્યા હતા, 'કે જે કદી ભુલાતી નથી. જીવનમાં

એક સૌથી સુખી ક્ષણ પણ હોય છે અને એક સૌથી ખરાબ ક્ષણ પણ. અને એ ખરાબ ક્ષણ જ કદાચ જીવન પર સૌથી વધારે અસર કરે છે.......'

અને થોડીવાર વિચારમાં પડી જઈને એમણે કહ્યું: 'મને એક વિચાર આવે છે. આપણે દરેક પોતપોતાના જીવનની સૌથી ખરાબ ક્ષણ વિશે વાત કરીએ તો કેવું? એમાંથી એક-બીજા વિશે અને માનવસ્વભાવ વિશે ઘણું જાણવાનું મળશે.'

'સારો વિચાર છે,' રામરાયે એમને અનુમોદન આપ્યું. બીજા કોઈને પણ ખાસ વાંધો હોય એવું લાગ્યું નહિ.

'તો શરૂ કરીશું?' ડૉ. સુરેશ બોલ્યા. 'ચાલો રામરાય! પહેલા તમે.'

'પહેલો હું?' રામરાય બોલ્યા.

'હાસ્તો. ડાબી બાજુથી જ શરૂ કરીએ. એ સામાન્ય શિરસ્તો છે.'

'સારું, એમ રાખો,' રામરાયે કહ્યું અને થોડીવાર વિચાર કરી એમણે એમની વાત શરૂ કરી:

'તમે કદાચ જાણતા હશો કે હું વકીલ તરીકે સારો એવો સફળ નીવડ્યો છું. પૈસા સારા કમાયો છું એટલું જ નહિ; પણ મારી ધારાશાસ્ત્રી તરીકેની કારકીર્દિ પણ ઘણી ઉજ્જવળ રહી છે. અલબત્ત, કેટલાક કેસો હાર્યો પણ છું, કોઈ પણ વકીલ બધા કેસો તો જીતી ન જ શકે, પણ સામાન્ય રીતે હું ઘણાખરા કેસોમાં સફળતા મેળવતો. મારી દલીલો અને કેસ રજૂ કરવાની રીત આખા શહેરના વકીલોમાં વખણાતી.

'આ પ્રસંગ મારી વકીલાતની જ્યારે શરૂઆત હતી ત્યારનો છે; શરૂઆતનો પણ નહિ, પહેલા જ કેસનો. મને બાળપણથી જ વકીલ થવાની હોંશ હતી અને મારામાં સારા વકીલ થવાની શક્તિ છે એમ બધાં કહેતાં. મારી શાળા-જીવનની અને કૉલેજની પણ કારકીર્દિ ઉજ્જવળ હતી. એલ. એલ. બી. ની પરીક્ષામાં હું પ્રથમ વર્ગમાં આવ્યો હતો એટલે હું પોતે પણ મારી જાતને હોંશિયાર માનતો અને કદાચ એટલે જ, મેં નિશ્ચય કર્યો હતો કે મારે મારો પહેલો કેસ કોઈ પણ હિસાબે જીતવો જ. આ નિશ્ચયને પરિણામે મેં બે–ત્રણ જરા નબળા લાગતા કેસો તો જવા પણ દીધા.

'આખરે મેં એક કેસ હાથમાં લીધો. એમાંથી ખાસ પૈસા મળવાનો સંભવ નહોતો; કારણ અસીલ એક સામાન્ય સ્થિતિની વિધવા બાઈ હતી. કેસ પણ મોટો નહોતો, એક મકાનના વેચાણ સંબંધી પૈસા આપવામાં છેતરપિંડી થઈ હતી. સામેની પાર્ટીના વકીલે બાઈને યુક્તિથી ફસાવી હતી. પણ મને એની ચિંતા નહોતી. પહેલેથી જ મને પૂરેપૂરો વિશ્વાસ હતો કે હું કેસ જીતીશ જ.

'કેસ ચાલ્યો અને પૂરો થયો. જજમેન્ટ આવ્યું. મારા અસીલે કેસ ગુમાવ્યો હતો. વિધવા બાઈની આંખમાં આંસુ આવ્યાં પણ હું તો બાઘાની જેમ તાકી જ રહ્યો. આવું શાથી બન્યું હશે એ હું સમજી શક્યો નહિ. મારો કેસ મજબૂત હતો, મેં સારી રીતે ચલાવ્યો હતો અને સાચું પૂછો તો સામેના વકીલ પાસે 'ગ્રાઉન્ડ' જ નહોતું; છતાં ચુકાદો મારી વિરુદ્ધમાં આવ્યો. મારા પહેલા જ કેસમાં હું હારી ગયો!

'આ કેસમાં ન્યાયાધીશ, સામેના વકીલના સંબંધી થતા હતા. પણ એ વાતની તો મને પાછળથી ખબર પડી. જે દિવસે ચુકાદો આવ્યો તે દિવસે તો મને લાગ્યુ કે મારી 'કેરિયર' પૂરી થઈ ગઈ હતી. મે આગળ કહ્યું તેમ મારી સૌથી મોટી ઇચ્છા સફળ વકીલ બનવાની હતી. વર્ષો સુધી સેવેલાં એ સ્વપ્નાં અને દિવસરાતની મહેનત સાવ નિષ્ફળ ગઈ લાગી. હું સાવ હતાશ થઈ ગયો.

'કેસ મોટો નહોતો, અને એમ તો ત્યારપછી કેટલાય કેસ હારી ગયો છું. બે–ચારને ફાંસીએ ચડતા લાચારીથી જોઈ ચૂકયો છુ પણ કદી મને તે દિવસ જેટલુ લાગ્યું નથી. રામરાય પહેલા કેસમાં નિષ્ફળ જાય એ વિચાર જ અસહ્ય હતો છતાં નસીબજોગે એવું બની ગયુ....જિંદગીની એ પહેલી નિષ્ફળતા હજી હું ભૂલ્યો નથી.......' રામરાયે એમની વાત પૂરી કરી.

થોડીવાર બધા શાંત રહ્યા.

'ચાલો સુદરલાલ! હવે તમારો વારો,' ડૉ. સુરેશે જરાવારે કહ્યું.

સુંદરલાલે એક ખોંખારો ખાધો અને પછી શરૂ કર્યું:

'ભાઈ! તમારી જેમ હું એલ. એલ. બી. તો શું પણ પૂરી સાત ગુજરાતી ય ભણ્યો નથી એટલે મારી વાત તમારાથી જુદી હોવાની. હું રહ્યો વેપારી માણસ. મને આવી બાબતમાં બહુ ગમ પણ ન પડે. હું તો લિયાદિયામાં આખો દિવસ પડ્યો રહું એટલે આવી 'ખરાબ ક્ષણ' કે એવી કો'

વાતનો વિચાર કરવાનો ટાઈમ પણ ન મળે. પણ હા, હું એક અવસર કહું, જ્યારે મને સૌથી વધારે લાગ્યું હતું.

'શેઠની ગુમાસ્તાગીરી છોડી હું રૂની લાઈનમાં દાખલ થયો ત્યારે મારી ઉંમર પચીસથી વધારે નહોતી. છતાં હું રૂની લાઈનમાં ફાવ્યો. નસીબ તેજ હતું એટલે પૈસા ય મળ્યા અને ખેરી ય મળી. ચાર વરસમાં જ સુંદર શેઠની આબરૂ જામી ગઈ. મારો એક પણ વાયદો નિષ્ફળ નહોતો જતો.

'એક વખત મને તાવ આવ્યો. સાત દિવસ પથારીમાં રહ્યો. આઠમે દિવસે રવિવાર હતો. સોમવારે થોડો તાવ હોવા છતાં હું એક્સચેન્જ પર જવા તૈયાર થયો. ખેરીએ બહુ યે ના કહી પણ મારો કૌટનિયો જીવ કેમ માને? તાવથી ભરેલા શરીરે હું ગયો. મને ઘણે દિવસે આવેલો જોતાં ઓળખીતા ઘેરી વળ્યા. મારું મગજ બરાબર કામ નહોતું કરતું. ભાવ ચડયે જતો હતો અને હજી ચડે એવી પૂરી શકયતા હતી. મેં ગાંસડીઓ ખરીદવા માંડી–કેટલી ખરીદી અને કયા ભાવે ખરીદી એનું મને ભાન નહોતું રહ્યું. પણ ઘેર ગયો ત્યારે મારો આનંદ નહોતો માતો. મેં માંદા માંદા પણ ધંધો કર્યો ને તે ય કેવો? એક રાતમાં પચીસ હજાર બને એવો–આવા વિચારોમાં રાતે સૂઈ ગયો. સવારે ઊઠ્યો ત્યારે તાવ નહોતો અને મગજ ઠંડું પડ્યું હતું. ચા પીને છાપું જોયુ તો બંધભાવ સાવ નીચો હતો. એક્સચેન્જ ખૂલ્યું પણ મંદીમાં. એક રાતમાં જ હું લુટાઈ ગયો. વરસોની કમાણી ગુમાવી અને થોડે દિવસે દેવાળું કાઢવાનો વખત આવ્યો.

'આ પ્રસંગ પહેલાં મારી શાખને જરા ય આંચ આવી

નહોતી. પણ એક રાતમાં બધું ધૂળમાં મળી ગયુ. સુંદરશેઠ દેવાળિયા !....મને તે દિવસે જેટલું ખરાબ લાગ્યુ તેટલું બીજા કોઈ પ્રસંગે લાગ્યું નથી.'

'બરાબર છે,' ડૉ. સુરેશ બોલ્યા, 'વેપારી વર્ગની એક અજબ 'સાઈકોલોજી' છે. લાખ ગુમાવે પણ શાખ રાખે અને એ શાખ જ્યારે જાય ત્યારે....અચ્છા, એ વાત જવા દો. હવે હુ મારી વાત કહુ,' ડૉ. સુરેશે શરૂ કર્યું:

'મારી જિંદગી તો બહુ સારી ગઈ છે એમ કહું તો ચાલે. મુંબઈમાં રહીને ભણ્યો. જ્યાંસુધી ભણ્યો ત્યાંસુધી દર વર્ષે પાસ થતો હતો. પછી ય સરકારી નોકરીમાં જોડાયા પછી પણ ખાસ નિષ્ફળ થયો નહોતો. સામાન્ય રીતે જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં હું લોકપ્રિય થતો. એનું કારણ એ હતું કે હું બહુ ઠંડા મગજે કામ કરતો. હું અને મારી પત્ની, અમે બંને ગરીબો તરફ સહાનુભૂતિ રાખતાં. કેટલી ય વાર મને તો લાગતું, મારી દવા કરતાં ભોળા ગામડિયાઓ પર પત્નીના દિલાસાની વધારે અસર થતી.

'એક જગ્યાએ હું લાગલાગટ પાંચ વર્ષ રહ્યો. એટલા-માં મારી કીર્તિ એ ગામમાં જ નહિ પણ આજુબાજુનાં ગામોમાં પણ ફેલાઈ ગઈ. મેં કેટલાય અસાધ્ય રોગો સારા કર્યાં હતા અને કેટલાયને મોતના મોંમાંથી છોડાવ્યા હતા. આજુબાજુનાં ચાર-પાંચ ગામોમાંથી મને તેડાં આવતાં.

'એક દિવસ પાસેના ગામમાં એક અકસ્માતનો કેસ થયો હતો એટલે હું સવારે ત્યાં જવા નીકળી પડ્યો. બપોર

સુધીમાં પાછા આવવાનો વિચાર હતો પણ ત્યાં આગળ મોડું થઈ ગયું અને પાછા ફરતાં સાંજ પડી ગઈ. ગામમાં પેસતાં જ સામે નોકર દોડતો આવ્યો અને પત્નીની તબિયત ખરાબ હોવાની ખબર આપી. હું દોડ્યો. પત્નીને હાર્ટ-એટેક થઈ ગયો હતો.

'આ 'હાર્ટ-એટેક' એ એક એવી ખરાબ વસ્તુ છે કે જેનો કોઈ ખાસ ઉપાય નથી. છતાં મેં એના કેટલાય કેસો સારા કર્યા હતા એટલે હું ગભરાયો નહિ. કેટલાય ઉપચારો કર્યા, કેટલાંય ઇન્જેક્શનો આપ્યાં પણ કારી ન લાગી અને રાત પડતાં તો પત્નીનો જીવનદીપ બુઝાઈ ગયો. હું એકલો અંધારામાં બેસી રહ્યો.

'સવારે પેલે ગામ જવા નીકળ્યો ત્યારે તો પત્ની સાવ તંદુરસ્ત હતી ને અત્યારે સાંજે પાછો આવ્યો ત્યારે....હું આવ્યો ત્યારે બેભાન અવસ્થા હોવાથી આંખનો પણ મેળાપ ન થઈ શક્યો. સવારે ગયો ત્યારે એણે છેલવેલ્લું કહેલું: 'વહેલા આવજો.' એમાં શું ઈશ્વરી સંકેત હશે ? મને પેલા ગામમાં આટલું મોડું કરવા બદલ પસ્તાવો થયો. વહેલો આવ્યો હોત તો કદાચ બચાવી શકત. આ તો હું પોતે એક ડૉક્ટર હોવા છતાં મારી પ્રાણપ્રિય પત્નીને મારી આંખ સામે મૃત્યુ પામતી જોઈ રહ્યો. મને મારા પોતાના પર ચીડ ચડી–મારું સારું ય ભણતર અને અનુભવ નકામાં જતાં લાગ્યાં. જે ડૉક્ટર પોતાની પત્નીને ન બચાવી શકે....'
ડૉ. સુરેશ અટક્યા ને પછી બોલ્યા :

'....અલબત્ત હું સમજું છું કે ડૉક્ટરોની પત્નીઓ

પણ મૃત્યુ પામે છે એમાં કશું નવું નથી પણ એ વખતની સ્થિતિ જુદી હતી, ત્યારે આવો કશો વિચાર આવે એવું નહોતું. ત્યારે તો મને બધે અંધારું જ લાગ્યું. જ્યાંજ્યાં નજર પડે ત્યાં ત્યાં બધે જ અંધારું.... ને મારું જીવન પણ અંધકારમય બની ગયું....' ડૉ. સુરેશે વાત પૂરી કરી.

કેટલીકવાર સુધી શાંતિ પ્રસરી રહી. ડૉક્ટરની વાત એટલી અસરકારક હતી કે કોઈ બોલ્યુ નહિ. રાત પડવા આવી હતી એટલે લોકોનો કોલાહલ જરા ઓછો થયો હતો. રેતી પર આવીને ફીણ વેરી જતાં મોજાંનો અવાજ ધીમો ધીમો સંભળાતો હતો. પાછળ રસ્તા પરથી કોઈ કોઈ મોટરો કર્કશ અવાજ કરતી દોડી જતી હતી.

'અચ્છા, ચાલો', ડૉ. સુરેશે જ શાંતિનો ભંગ કર્યો. 'હવે તમે રહ્યા, ચન્દ્રવદન!'

'હું?' ચન્દ્રવદને કહ્યું. 'જવા દો. મારી વાતમાં તમારા બધાની આવી વાતો પછી કાંઈ મજા નહિ આવે–સાચું કહું તો એવી કોઈ વાત છે જ નહિ.'

'અરે, એમ તે કાંઈ ચાલે શેઠ!' સુંદરલાલ બોલ્યા, 'જે કાંઈ હોય તે બોલી દો ને! લાંબુટૂંકું શાને કરો છો? મજા આવે, નહિ આવે એ તો અમારે જોવાનું છે ને? તમે તમારે ભલા વાત કરો ને!'

'સારું, તો....' ચંદ્રવદને શરૂ કર્યું.

'....મારી જિંદગીમાં તમારા કોઈના જેવો કશો બનાવ બન્યો નથી. નથી હું કેસ હાર્યો, નથી મારે દેવાળું કાઢ-

વાનો વખત આવ્યો કે નથી મેં પત્નીનું મૃત્યુ જોયું-સાચું કહું તો હું પરણ્યો જ નથી.'

'શું વાત કરો છો?' રામરાયે કહ્યું. 'તમે કદી પરણ્યા જ નથી?'

'ના.' ચંદ્રવદને જવાબ આપ્યો. 'એની જ તો આ વાત છે.

'મારી જિંદગી સાવ સાદી રીતે ગઈ છે. અમદાવાદમાં જન્મ્યો, ત્યાં જ ભણ્યો, નોકરી કરી અને સાઠ વર્ષે અહીં ભાઈને ત્યાં આવીને રહ્યો. એમાં કશું નવું નથી. હા, એક જ વસ્તુ નવી છે-હું પરણ્યો નથી....

'અમદાવાદમાં હું....પોળમાં રહેતો હતો. અમારી શેરીમાં જ એક છોકરી રહેતી હતી. એનું સાચું નામ તો નહિ કહું, પણ એને ચંપા કહીશ. ચંપા અલબત્ત સુંદર હતી. હું કૉલેજમાં ભણતો ત્યારે કેટલી ય વાર તે ઘેર આવતી, બેસતી, બધાં સાથે વાતો કરતી, રમતી. તે વખતે એની ઉંમર સોળેક વર્ષની હશે. એમ કરતાં અમારા બે વચ્ચે મનમેળ થઈ ગયો ને અમે એકબીજાને પરણવાના કોલ દીધા.

'અમારા કુટુંબમાંથી કોઈને આ સામે વાંધો ન હતો. ઊલટાનાં બધાં એમાં રાજી હતાં. ચંપાના મોટાભાઈ, ત્રીસેક વર્ષના હશે, એમની પણ આમાં સંમતિ હતી. માત્ર ચંપાના પિતાની સંપૂર્ણ નામરજી હતી. એ જ્યાંસુધી હયાત હતા ત્યાંસુધી કશું થઈ શકે એમ નહોતું. પણ એમની તો ઉંમર થઈ હતી. હવે એ કેટલાં વર્ષ કાઢવાના? એવો વિચાર

કરી અમે વાત મુલતવી રાખી. આમ પાંચ–સાત વર્ષ નીકળી ગયાં. દરમિયાન અમે બન્નેએ બીજા કોઈ તરફથી આવતાં માગાં નકાર્યા કર્યાં. એ પાંચ–સાત વર્ષોમાં ચંપા કેટલી વાર અમારે ત્યાં એના પિતાની જાણ બહાર આવતી એટલે એ આકર્ષણ ટકી રહ્યું. અલબત્ત, એ માત્ર આકર્ષણ જ હતું. બીજું કાંઈ નહોતું. પણ એની ખબર મને બહુ મોડી પડી.

'થોડાંક વર્ષ પછી ચંપાના પિતા ગુજરી ગયા. હવે અમારો માર્ગ મોકળો થશે એવું લાગ્યું; પણ ના, ચંપાના પિતા કંજૂસ હતા અને પાછળ કોઈને ખ્યાલ પણ ન હોય એટલા પૈસા મૂકી ગયા હતા. ચંપાના ભાઈની સ્થિતિ અચાનક સુધરી ગઈ. એમણે ચંપાને મારા જેવા ગરીબ છોકરા સાથે પરણાવવાની ના પાડી. ઉપરાંત અધૂરામાં પૂરું, એ મકાન ખાલી કરી સોસાયટીમાં રહેવા ગયા.

'હું એકાદ–બે વાર ચંપાને ચોરીછૂપીથી મળ્યો. એનામાં ઘેરથી ચાલી જઈને લગ્ન કરવાની હિંમત નહોતી. ચંપાના ભાઈનો વિચાર ફરે એવી કોઈ શક્યતા મને દેખાતી નહોતી. એટલે આ પરિસ્થિતિમાં કોઈ માર્ગ જ નહોતો. ચંપા કદાચ મારા જેટલી નિરાશ નહિ હોય. એણે થોડા વખત પછી એના ભાઈને ફરી સમજાવવાની વાત કરી ધીરજ ધરવા કહ્યું. ત્યારે અમારા બન્નેમાંથી એકે જણે છૂટા પડવાની અને કોઈ બીજા સાથે લગ્ન કરવાની વાત ન કરી. અમારા બે વચ્ચે એટલો બધો ભાવ નહોતો એ મને સમજાવા લાગ્યું હતું. મને અમારો વિચાર પાર પડવાની જરા ય શક્યતા ન દેખાતી હોવાથી હું કદાચ એ વાત કરત, પણ જ્યાં ચંપા આટલી

આશાવાન હતી તો પછી એવી શી જરૂર હતી?

'આમ ને આમ સમય વીતતે જતો હતો, મારા નાના ભાઈની પણ ઉંમર થઈ ગઈ હતી. મારી પોતાની જ સૂચનાથી એનાં લગ્ન થઈ ગયાં. ચંપાએ એના ભાઈને વાત કરી કે નહિ તેની મને ખબર નથી. ચાર–છ મહિને એકાદવાર ભેટી જતી ત્યારે તે ઉડાઉ જવાબ આપ્યા કરતી.

'આમ બીજાં પાંચેક વર્ષ વીતી ગયાં. એટલામાં ચંપાના ભાઈ મૃત્યુ પામ્યા. પણ પાછળ સાત–આઠ વર્ષનાં બે છોકરાં મૂકી ગયા. ચંપાની ભાભી તો ક્યારની મૃત્યુ પામી હતી, એટલે છોકરાંઓને રાખે એવું ચંપા સિવાય કોઈ ન રહ્યું. મેં ફરી એકવાર ચંપાને પૂછી જોયું ત્યારે એણે છોકરાંઓની સંભાળની વાત આગળ કરી, તેઓ મોટાં થાય ત્યાંસુધી થોભી જવા કહ્યું. હવે તો અમારી બન્નેની ઉંમર સારી એવી મોટી થઈ ગઈ હતી. ચંપાને છોકરાં સાથે મારે ઘેર આવીને રહેવાનું પસંદ નહોતું. મેં આખરે અધીરા થઈ સંબંધનો અંત આણવાની વાત કરી તો ચંપા ગર્જી ઊઠી. પંદર પંદર વરસો સુધી રાહ જોયા પછી હવે માત્ર થોડાંક વરસો રાહ નથી જોવાતી? એ એની દલીલ હતી. વળી હવે હું જો કોઈ બીજી સ્ત્રી સાથે લગ્ન કરું તો એની શી સ્થિતિ થાય? એને તો જિંદગીભર કુંવારા જ રહેવું પડે ને મને વચનભંગનું પાપ લાગે. આ પરિસ્થિતિ જોઈ મેં પણ ધીરજ ધરવાનું યોગ્ય માન્યું.

'બસ, પછી ખાસ કહેવાનું છે નહિ. ભાઈનાં છોકરાંઓને

પરણાવી જ્યારે ચંપા ઊઠી ત્યારે હું એની પાસે ગયો; ત્યારે એણે મને શો જવાબ આપ્યો હશે એ કલ્પી શકો છો? એણે કહ્યું: 'હવે મારે એવી કશી ઈચ્છા નથી રહી. તમારે જે કરવું હોય તે કરી શકો છો.......'

'.....તે દિવસે ઘેર આવી મેં અરીસામાં મોં જોયું. મારા ચહેરા પર કરચલી પડવા માંડી હતી, મારા વાળ સફેદ બનવા માંડ્યા હતા, હું વૃદ્ધ બની ગયો હતો. મને ત્યારે જ ચંપાના બાયલાપણાનો અને એના સ્વાર્થીપણાનો ખ્યાલ આવ્યો. પ્રથમ એની મરજી હતી પણ એનામાં કશું કરવાની હિંમત નહોતી. એનામાં ન આવી બાપને કહેવાની હિંમત કે ન આવી ભાઈનું ઘર છોડવાની હિંમત. પછી જ્યારે એના ભાઈનું મૃત્યુ થયું ત્યારે માથા પર અનિવાર્ય ફરજ આવી પડી. એને પણ એ નિવારી શકી હોત પણ એમાં એનો કૌટુંબિક ગર્વ આડે આવ્યો. ત્યારે એણે મને લગ્ન કરી લેવાની છૂટ આપવી જોઈતી હતી, પણ એ સ્વાર્થી હતી. એને મારી જાતને એક અનામત તરીકે સાચવી રાખવી હતી; પોતે પામી શકે તો ઠીક. નહીં તો બીજું કોઈ એ ન પામી શકે એ એનો વિચાર હતો અને આજે જ્યારે એને જીવનમાં પોતાનાં સગાંવહાલાંઓનો પ્રેમ મળી ગયો અને પોતે સ્ત્રીત્વ ગુમાવી દાંપત્યજીવનનો બધો રસ ગુમાવી બેઠી, ત્યારે એણે મારો જરા ય વિચાર કર્યા વિના ના પાડી દીધી. મારી જિંદગી સાથે રમત રમનારી એ સ્ત્રી ઉપર મને કાળ આવી ગયો. મને એનું ગળું ટૂંપી લેવાનું મન થયુ. એ સ્વાર્થી સ્ત્રીને મારી જિંદગી બગાડવાનો, મારા યૌવનને વેડફવાનો શો હક્ક હતો? તે રાતે મને જરા ય ઊંઘ ન આવી.

મને ખબર પડી—એ માત્ર વિચાર નહોતો પણ સત્ય હકીકત હતી—કે મેં છતી આંખે મારા યૌવનનો નાશ થવા દીધો છે, મારી જિંદગી વેડફાવા દીધી છે. આ સારા જીવનની સૌથી ખરાબ ક્ષણ હતી.......' ચંદ્રવદને વાતનો અંત આણ્યો.

'ઓહો, ખરી ન મળી એટલું જ ને? એમાં આટલું લાંબું શું?' થોડીવારે સુંદરલાલ બોલ્યા.

'તમને એ નહિ સમજાય. સુંદરશેઠ!' ચંદ્રવદને ધીમેથી કહ્યું, 'એ વેદના દેખાતી નથી, અંદરની છે. એ જેણે ભોગવી હોય તે જ સમજી શકે.'

'સાચી વાત છે,' ડૉ. સુરેશ બોલ્યા, 'હું તમારી સ્થિતિ ઘણે અંશે સમજી શકું છું. મારી દશા ય તમારા જેવી જ.......'

'પણ તમે ગૃહજીવન ભોગવ્યું છે ડૉક્ટર, તમારી પાસે ભૂતકાળની મૂડી છે,' ચંદ્રવદને કહ્યું.

'ખરી વાત.' ડૉક્ટર ચૂપ થઈ ગયા.

સૂરજ ક્યારનો આથમી ગયો હતો અને સંધ્યાએ પણ વિદાય લઈ લીધી હતી. રાતના અંધારામાં ચોપાટી પર બળતા દીવા ઝગી રહ્યા હતા. સારું એવું મોડું થઈ ગયુ હોવાથી ચારે જણે એક બીજાને 'ગુડનાઈટ' કહી જુદીજુદી દિશામાં ચાલવા માંડ્યું.

# ૯ : સૌમિલ અને સરયૂ

આપણા રોજિંદા જીવનમાં બનતા બનાવોની આ વાર્તા છે. આને કદાચ વાર્તા કહી પણ ન શકાય, કારણ આમાં કોઈ નવાં કે અદ્‌ભુત તત્ત્વો નથી. આ વાર્તાની શરૂઆત, સારી નવલિકા માટે જોઈએ તેટલી, અસરકારક નથી. આનો અંત નવાઈભર્યો કે 'ડ્રામેટિક' નથી.

બીજી પણ એક વાત. આ એક વાર્તા છે અને નથી. છે એટલા માટે કે આમાંનાં પાત્રો અને બનાવો કલ્પિત છે, નથી એટલા માટે કે આમાંનાં પાત્રો અને બનાવો સાચા છે. આપણી આજુબાજુ નજર નાખીશું તો આપણા જ સંબંધીઓમાંથી અને મિત્રમંડળમાંથી આપણને કેટલાય સૌમિલો અને કેટલીય સરયૂઓ જડી આવશે. હા, કદાચ એમના જીવનના પ્રસંગો સૌમિલ અને સરયૂ જેટલી હદે નહિ પહોંચ્યા હોય. પણ એટલું તો હું વિશ્વાસપૂર્વક કહી શકું છું કે લગભગ દરેક ઘરમાં એકાદ સૌમિલ કે સરયૂ, થોડેઘણે અંશે તો હોય જ છે.

×

પણ હવે આપણે મૂળ વાત પર આવીએ. સૌમિલ એક સંસ્કારી, બુદ્ધિશાળી અને દેખાવડો યુવાન હતો. સ્વભાવે ઉત્સાહી હોવાથી તેના કૉલેજજીવન દરમિયાન તેણે કૉલેજની અને બહારની કેટલીય પ્રવૃત્તિઓમાં ભાગ લીધેલો. પરિણામે એ રમતગમતમાં અને ચર્ચાસભાઓમાં જીતેલાં કેટલાય કપ અને એક ઊગતા કવિ તરીકેની જામતી જતી કીર્તિનો માલિક

થઈને બેઠો હતો. એ જ્યારે કૉલેજના છેલ્લા વર્ષમાં હતો ત્યારે એને સરયૂ સાથે ઓળખાણ થઈ. બંનેના રસના વિષયો સરખા હોવાથી એ ઓળખાણ સારી એવી વધી અને વડીલોને ખબર પડતાં, બંને એક જ જ્ઞાતનાં હોવાથી કશી પણ તકલીફ વિના બંનેના વિવાહ કરવાનું સૂચન થયું અને સ્વીકારાઈ પણ ગયું.

વિવાહથી લગ્ન સુધીનો સમય કદાચ સૌથી સુખી હોય છે. સૌમિલ અને સરયૂના જીવનમાં પણ હતો. બંને એકબીજા-ની પાછળ ગાંડાં હતાં એમ કહીએ તો ચાલે. સરયૂ જ્યારે સૌમિલને ઘેર આવતી ત્યારે સૌમિલને કોણ જાણે કેમ, રસો-ડામાં સરયૂ પાસે બેઠેલાં બા સાથે વાતો કર્યા વિના ચેન ન પડતું અને સૌમિલ જ્યારે સરયૂને ઘેર જતો ત્યારે કોઈકવાર એને ભાન ભૂલેલી સરયૂના હાથની મોળી કે શરણતી ચાનો સ્વાદ ચાખવો પડતો. પણ એ બધા પછી જ્યારે સાંજે બંને બહાર ફરવા જતાં ત્યારે તો એમના આનંદનો....

કહેવાય છે કે સામાન્ય રીતે લગ્ન પછી થોડા સમયમાં સ્નેહનો ઊભરો શમી જાય છે. પણ સૌમિલ અને સરયૂ તો એવાં ને એવાં જ ગાંડાં રહ્યાં. એમના એ ગાંડપણમાં હવે ઉછાંછળાપણાને બદલે સ્વસ્થતા આવી એટલું જ, બાકી એક-બીજા પ્રત્યેનું ગાંડપણ લેશમાત્ર ઘટ્યું નહિ. ઊલટાનું વધ્યું એમ કહીએ તો ચાલે. આટલાં મોટાં થયાં છતાં બન્ને કોઈક વાર છોકરાં જેવી રમત કરી લેતાં. એમની એક ખાસ રમત એ હતી કે જે એક કરે તે બીજાએ કરવું. એ પ્રમાણે કેટ-લીક વાર સૌમિલ રસોડામાં આવીને સરયૂની જેમ જ એકાદ

રોટલી–જેનો ઘાટ અમેરિકાથી આવતાં લેટેસ્ટ બિસ્કિટ જેવો થતો–બનાવી જતો કે સરયૂ ઉત્સાહમાં આવી સૌમિલની જેમ એકાદ કવિતા લખી નાખતી, જો કે પછી સૌમિલનાં ખૂબ વખાણ છતાં ફાડી નાખતી, કે કોઈવાર સરયૂ સૌમિલ-ની ઑફિસના ઘેર આવેલા ચોપડાઓમાં સૌમિલને હિસાબ કરવામાં સૌમિલની જેમ જ લાલભૂરી પેન્સિલ લઈને મદદ કરતી. આવા તો કેટલાય પ્રસંગો બનતા–એટલે સુધી કે એક વાર સરયૂને આંખે આંજણી થઈ અને તેણે એક આંખે પાટો બાંધ્યો ત્યારે સૌમિલે પણ ઑફિસથી ઘેર આવી મશ્કરી-માં પોતાની એક આંખે પાટો બાંધ્યો. પછી બન્ને એક-બીજાંને જોઈને એટલુ હસ્યાં, કે રડવા જેવાં થઈ ગયાં.... પછી સરયૂએ પૂછ્યુ: ‘આ તો સરસ લાગે છે, પણ ધારો કે મારે બન્ને આંખે પાટા બાંધવા પડે તો?’ અને સૌમિલે જવાબ આપ્યો: ‘તો હું ય બન્ને આંખે પાટા બાંધું, અરે, ફોડી જ નાખું ને!’ અને સરયૂએ ગંભીર બની સૌમિલના મોં પર હાથ દાબી દીધો.

×

શહેરમાં રોજ જે ચારપાચ અકસ્માતો થાય છે એમાંનો એક, એક સાંજે સૌમિલની ઑફિસ આગળ બન્યો અને સૌમિલ તેનો ભોગ થઈ પડ્યો. ઑફિસના બેત્રણ માણસોએ એને બારોબાર હોસ્પિટલમાં લઈ ગયા અને સરયૂને ફોન કર્યો. બેબાકળી બનેલી સરયૂ હોસ્પિટલમા દોડતી આવી ત્યારે સૌમિલની નાડી મંદ ચાલતી હતી. સૌમિલ બેહોશ હતો અને અડધા કલાકમાં ઑપરેશન કરવાનું હતું. ફફડતા

હવે સરયૂ બહાર બેસી રહી. પચીસેક મિનિટ પછીને ડૉક્ટરે બહાર આવીને કહ્યું કે સૌમિલ બચી ગયો છે ત્યારે સરયૂ હર્ષઘેલી થઈ ગઈ.

પણ એ જ ડૉક્ટરે પચીસેક દિવસ પછી જ્યારે એક વારે ડ્રેસિંગ રૂમની બહાર આવી સરયૂને કહ્યું, કે સૌમિલ સંપૂર્ણ તંદુરસ્ત થઈ ગયો છે, પણ એની આંખો સારી કોઈ શક્યતા નથી ત્યારે સરયૂના મનમાં જે આઘાત વર્ણન કરવું અશક્યવત છે.

કરી બતાવતી. સૌમિલને એ સાંભળવું ગમતું, પણ દરેક વખત સાથે સાથે વિચાર જરૂર આવી જતો કે અત્યારે આંખો હોત તો ! પણ પોતાના એ વિચારનો પડછાયો આનંદી સરયૂ પર ન પડે એની તે કાળજી રાખતો.

પણ જે બનવાનું હોય તે કદી બન્યા વિના રહેતું નથી. થોડોક વખત રહી કેટલાક એવા બનાવો બનવા માંડ્યા કે જેણે સૌમિલ અને સરયૂ, બન્નેના મનની શાંતિ હરી લીધી.

એક વખત સૌમિલને બે દિવસ થયાં તાવ આવ્યો હતો એટલે એ ખાટલામાં સૂતો હતો. સરયૂ પાસે બેસી એનું માથું દબાવી રહી હતી. એટલામાં જયંતની બહારથી બૂમ સંભળાઈ: 'કેમ ભાભી, છો કે?' અને એણે રૂમની અંદર આવી 'તાવ ઊતર્યો કે નહિ' બોલતાં હાથ મૂક્યો, તે બીજે કશે નહિ પણ સૌમિલના કપાળ પર જ. ધગધગતા કપાળ પર જયંત અને સરયૂના હાથ અડ્યા. સરયૂએ તરત હાથ ખેંચી લીધો પણ સૌમિલના મને એક હળવો આંચકો અનુભવી લીધો. બીજી જ પળે એ સ્વસ્થ થઈ ગયો. પણ તે દિવસે વાતો રોજના જેવી જામી નહિ.

જયંતના ગયા પછી સૌમિલે સરયૂ પાસે પોતાના મનમાં જાગેલી ક્ષણિક ખરાબ લાગણીનો અને પ્રિયતમા અને સાચા મિત્ર તરફ ઘડીભર અવિશ્વાસ કરવાની કરેલી મૂર્ખાઈનો એકરાર કરી લીધો. સરયૂ કશું બોલી નહિ. એણે માત્ર પહેલાંની જેમ જ સૌમિલના માથા પર હાથ ફેરવ્યા કર્યો. ચક્ષુવિહીન સૌમિલ સરયૂના મોં પરની વેદના વાંચી ન શક્યો.

થોડા દિવસ રહીને એક બીજો પ્રસંગ બન્યો. સરયૂના

મોટાભાઈ, જે વર્ષોથી બહારગામ રહેતા હતા, તે અચાનક કશી ખબર આપ્યા વિના ઘેર આવી ચડ્યા. સૌમિલની પાસે બેઠેલી સરયૂ એમને જોતાં એટલી હર્ષઘેલી થઈ ગઈ કે દોડતી જઈને એમને ભેટી જ પડી અને એમને બિચારાને ફરિયાદ કરવી પડી: 'અરે આ શું કરે છે? કચડી નાખ્યો જાણે તેં તો....' અલબત્ત, પછી તો મોટાભાઈ અડધો કલાક બેઠા અને સૌમિલ સાથે કેટલીય વાતો કરી પણ સૌમિલના મનમાં ખટકો રહી ગયો. સરયૂ ગમે તેમ પણ પોતાની પત્ની હતી અને તેને ભેટવાનો અધિકાર માત્ર પોતાને જ હતો. પછી બીજા કોઈને નહિ. ભલે તે મોટાભાઈ હોય....જો કે પાછળથી એને એના વિચારો હાસ્યાસ્પદ લાગ્યા. પણ આ વેળા એણે સરયૂને કશું કહ્યું નહિ, કહેત તો ય એ સમજી શકત નહિ, અને નકામી ખોટો અર્થ કરત એટલે કહેવાથી શો ફાયદો ?....

×

આમ ને આમ સમય વીત્યે જતો હતો. સૌમિલને અકસ્માત થયાને છ મહિના થવા આવ્યા. દરમ્યાન આવા નાના નાના પ્રસંગો બન્યા કર્યા, પણ સૌમિલ હવે સરયૂને કશું કહેતો નહિ એટલે સરયૂને કશી ખબર પડતી નહિ. ડિસેમ્બર મહિનો આવ્યો અને બધે સંમેલનોની શરૂઆત થઈ. સૌમિલની જ્ઞાતિનું પણ એક સંમેલન કરવાનું નક્કી થયુ અને તેમાં મનોરંજક કાર્યક્રમ ગોઠવવા માટે એક સમિતિ નિમાઈ. એ સમિતિમાં પુષ્પા પણ હતી. એક દિવસ એ સૌમિલને ઘેર આવી ચડી.

'જો સરયૂ, તારે નાટકમાં ભાગ લેવાનો છે,' ચડભડિયણ પુષ્પાએ પહેલો જ ધડાકો કર્યો.

'શેના?' સરયૂએ પૂછ્યું.

'શેના શું? સમેલનના. એટલી ય ખબર નથી?' પુષ્પાએ કહ્યું, 'ને તું ના કહે એ ય ચાલવાનું નથી.'

'પણ, પણ મારે...' સરયૂ બોલવા જતી હતી.

ત્યાં તો પુષ્પા જ વચ્ચે ટપકી પડી: 'શું તારે સૌમિલભાઈને પૂછવું છે એ જ ને? લે બેઠા, હમણાં જ પૂછી જોને! થોડા જ ના કહેવાના છે!' અને પછી સરયૂ તરફ ફરી કહ્યું: 'સરુ, તું ય જબરી છો. તારા વર પર એટલો ય વિશ્વાસ નથી! સૌમિલભાઈને તેં ઓગણીસમી સદીના વહેમી પતિ માન્યા?'

હવે સૌમિલથી 'ના' કહી શકાય એમ રહ્યું જ નહોતું. તેણે 'હા' પાડી પણ જરા કચવાતે મને.

બે ત્રણ દિવસ રહીને સરયૂએ રોજ સાંજે રિહર્સલમાં જવા માંડ્યું. દરરોજ સાંજે અગાસી પર જઈને બેસવાનો કાર્યક્રમ ભાંગી પડ્યો. ઘણે વર્ષે સમેલન ભરાતું હોવાથી બધાં ઉત્સાહમાં હતાં. સરયૂને પાછાં ફરતાં સાંજે આઠ સાડાઆઠ થઈ જતા. એકલા રહેવા ન ટેવાયેલા સૌમિલને આ એકલતા સાલવા માંડી. એકલા બેસી સરયૂની રાહ જોતાં શિયાળાની લાંબી સાંજ વધુ લાંબી લાગવા માંડી. કોઈક વાર તો સરયૂને ના પાડી હોત તો સારું થાત એવું લાગવા માંડ્યું.

એક સાંજે સૌમિલની તબિયત બરાબર નહોતી અને સહેજ માથું ચડ્યું હતું. કપડાં પહેરી તૈયાર થતી સરયૂને સૌમિલે વાત કરી એટલે સરયૂએ કહ્યું:

'લાવો, હું જલદી જલદી બામ ઘસી આપું. હમણાં સારું થઈ જશે,' કહી એ બામ ઘસવા બેઠી.

થોડી વાર શાંત રહી સૌમિલે પોતાના કપાળ પર ફરતો સરયૂનો હાથ પકડી લીધો.

'સરુ, આજનો દિવસ ન જાય તો ન ચાલે?'

સરયૂ પહેલાં જરા ચમકી અને થોડી વાર કશું બોલી નહિ. પછી તેણે પોતાનો હાથ છોડાવતાં કહ્યુ : 'ના, સૌમિલ, આજે ગ્રાન્ડ રિહર્સલ છે. આજે ન જાઉં તે કેમ ચાલે? હું હમણાં જલદી પાછી આવી જઈશ.'

સૌમિલે સરયૂનો હાથ છોડી દીધો. તે કશું બોલ્યો નહિ. સરયૂ ગઈ એટલે સૌમિલના મનમાં અસંખ્ય વિચારો ઉભરાવા માંડ્યા. તેને થયુ, અત્યારે હું દરદથી પીડાતો ખાટલામાં પડ્યો છું. સરયૂ આ બધાંની વચમાં સુંદર વસ્ત્રો પહેરી આનંદ કરતી હશે. કેટલાં માણસો ભેગાં મળ્યાં હશે અને તે બધાની વચમાં રિહર્સલ ચાલતું હશે, જેમાં સરયૂ કો'ક બીજાને પ્રેમ કરી રહી હશે. કદાચ આ જ મિનિટે એ બનાવટી પ્રેમી સરયૂનો હાથ ઝાલીને....

સૌમિલે આકળા બની પાસું ફેરવ્યું પણ વિચારોએ તેનો પીછો છોડ્યો નહિ. તેને થયું, પણ આમાં બિચારી સરયૂનો શો વાંક? હજી તો ત્રીસ વરસની જુવાની છે અને તેમાં મારા જેવા અપંગ આંધળા પતિ જોડે....આખી જિંદગી મારી સેવા–ચાકરી કર્યા કરવાની. પછી મન શાંત પણ કેવી રીતે રહે? એના કરતાં તો કોઈ બીજા સાથે....

કોઈ બીજા સાથે....! સૌમિલના મગજમાં આ વિચાર આવતાં તે ચમકી ઊઠ્યો. આ કલ્પના જ અસહ્ય હતી. જો

ખરેખર એ સાચી પડે તો? પોતે અંધ થયો એમાં પોતાનો શો વાંક? પણ એને પાછો વિચાર આવ્યો કે એમાં સરયૂનો ય શો વાંક? એના કરતાં તો હમણાં જ પોતાના મનમાં વિચાર આવ્યો, કોઈ બીજા સાથે લગ્ન કરવાનો, એવું જો બને તો કદાચ સરયૂ સુખી થાય. પરણનારા તો કેટલાય જુવાનો નીકળી આવે, દાખલા તરીકે જયંત....

જલદી પાછા આવવાનુ કહીને ગયેલી સરયૂ જ્યારે ઘેર આવી ત્યારે સાડાનવ થયા હતા. સૌમિલનું ગરમ થઈ ગયેલું મગજ સરયૂ સાથે જઈ આવેલી સાતેક વર્ષની નાની બહેનના શબ્દો સાંભળી વધુ સળગી ઊઠ્યું, તે સૌમિલનો હાથ ખેંચીને કહી રહી હતી: 'મોટાભાઈ, મોટાભાઈ, ભાભી તો આજે ઉર્વશી બન્યાં હતાં. એટલાં સુંદર દેખાતાં હતાં! ને પેલો પુરુરવા! એ ય કેટલો સરસ હતો. ને પછી તો ભાભીનો હાથ ઝાલીને ખેંચતો હતો....હું જેમ તમને ખેંચું છું તેમ જ, હં કે મોટાભાઈ....'

સૌમિલને આવેલો વિચાર તેના મગજમાં રાતદિવસ ઘુંટાયા કર્યો. છેવટે ત્રીજે દિવસે રાત્રે તેણે સરયૂને કહ્યું:

'સરુ, મારી એક વાત માને?'

'શી?'

'તું....તું કોઈ બીજા સાથે લગ્ન કરી લેને!'

અને ત્યારે જ સરયૂને પરિસ્થિતિની ભયંકરતાનો ખ્યાલ આવ્યો. એને સમજાયું કે આ માત્ર સૌમિલના મનનો કોઈ તુક્કો નહોતો. કેટલાય વિચાર અને મનોમંથન પછી સૌમિલે આ વાત ઉચ્ચારી હશે. પણ તો ય સૌમિલ આટલો બધો આગળ વધી જશે એવી તો કદી કલ્પના ય નહોતી કરી.

'લાવો, હું જલદી જલદી બામ ઘસી આપું. હમણાં સારું થઈ જશે,' કહી એ બામ ઘસવા બેઠી.

થોડી વાર શાંત રહી સૌમિલે પોતાના કપાળ પર ફરતો સરયૂનો હાથ પકડી લીધો.

'સરુ, આજનો દિવસ ન જાય તો ન ચાલે?'

સરયૂ પહેલાં જરા ચમકી અને થોડી વાર કશું બોલી નહિ. પછી તેણે પોતાનો હાથ છોડાવતાં કહ્યુ : 'ના, સૌમિલ, આજે ગ્રાન્ડ રિહર્સલ છે. આજે ન જાઉં તે કેમ ચાલે? હું હમણાં જલદી પાછી આવી જઈશ.'

સૌમિલે સરયૂનો હાથ છોડી દીધો. તે કશું બોલ્યો નહિ. સરયૂ ગઈ એટલે સૌમિલના મનમાં અસંખ્ય વિચારો ઉભરાવા માંડ્યા. તેને થયું, અત્યારે હું દરદથી પીડાતો ખાટલામાં પડ્યો છું. સરયૂ આ બધાંની વચમાં સુંદર વસ્ત્રો પહેરી આનંદ કરતી હશે. કેટલાં માણસો ભેગાં મળ્યાં હશે અને તે બધાની વચમાં રિહર્સલ ચાલતું હશે, જેમાં સરયૂ કો'ક બીજાને પ્રેમ કરી રહી હશે. કદાચ આ જ મિનિટે એ બનાવટી પ્રેમી સરયૂનો હાથ ઝાલીને....

સૌમિલે આકળા બની પાસું ફેરવ્યુ પણ વિચારોએ તેનો પીછો છોડ્યો નહિ. તેને થયું, પણ આમાં બિચારી સરયૂનો શો વાંક? હજી તો ત્રીસ વરસની જુવાની છે અને તેમાં મારા જેવા અપંગ આંધળા પતિ જોડે....આખી જિંદગી મારી સેવા–ચાકરી કર્યા કરવાની. પછી મન શાંત પણ કેવી રીતે રહે? એના કરતાં તો કોઈ બીજા સાથે....

કોઈ બીજા સાથે....! સૌમિલના મગજમાં આ વિચાર આવતાં તે ચમકી ઊઠ્યો. આ કલ્પના જ અસહ્ય હતી. જો

ખરેખર એ સાચી પડે તો? પોતે અધ થયો એમાં પોતાનો શો વાંક? પણ એને પાછો વિચાર આવ્યો કે એમાં સરયૂનો ય શો વાંક? એના કરતાં તો હમણાં જ પોતાના મનમાં વિચાર આવ્યો, કોઈ બીજા સાથે લગ્ન કરવાનો, એવું જો બને તો કદાચ સરયૂ સુખી થાય. પરણનારા તો કેટલાય જુવાનો નીકળી આવે, દાખલા તરીકે જયંત...

જલદી પાછા આવવાનું કહીને ગયેલી સરયૂ જ્યારે ઘેર આવી ત્યારે સાડાનવ થયા હતા. સૌમિલનું ગરમ થઈ ગયેલું મગજ સરયૂ સાથે જઈ આવેલી સાતેક વર્ષની નાની બહેનના શબ્દો સાંભળી વધુ સળગી ઊઠ્યું, તે સૌમિલનો હાથ ખેંચીને કહી રહી હતી: 'મોટાભાઈ, મોટાભાઈ, ભાભી તો આજે ઉર્વશી બન્યાં હતાં. એટલા સુંદર દેખાતાં હતાં! ને પેલો પુરુરવા! એ ય કેટલો સરસ હતો. ને પછી તો ભાભીનો હાથ ઝાલીને ખેંચતો હતો....હું જેમ તમને ખેંચુ છુ તેમ જ, હં કે મોટાભાઈ..'

સૌમિલને આવેલો વિચાર તેના મગજમાં રાતદિવસ ઘુંટાયા કર્યો. છેવટે ત્રીજે દિવસે રાત્રે તેણે સરયૂને કહ્યું:

'સરુ, મારી એક વાત માને?'

'શી?'

'તું....તું કોઈ બીજા સાથે લગ્ન કરી લેને!'

અને ત્યારે જ સરયૂને પરિસ્થિતિની ભયંકરતાનો ખ્યાલ આવ્યો. એને સમજાયું કે આ માત્ર સૌમિલના મનનો કોઈ તુક્કો નહોતો. કેટલાય વિચાર અને મનોમંથન પછી સૌમિલે આ વાત ઉચ્ચારી હશે. પણ તો ય સૌમિલ આટલો બધો આગળ વધી જશે એવી તો કદી કલ્પના ય નહોતી કરી.

આનું કારણ શું હોઈ શકે? એક તો પોતે સરયૂને દુઃખ આપી રહ્યો છે એવી ભાવના અને બીજું વહેમ. પણ આ બેમાંથી કયુ કારણ વધુ બળવાન હશે એની સમજ નહોતી પડતી.

આ બધા વિચારોને રોકી સરયૂએ પૂછ્યુ: 'શા માટે?'

'શા માટે? સરયૂ, હજી તારે આખી જિંદગી વિતાવવાની છે. મારા જેવા અપંગના બંધનમાં પડી રહીને....'

તો વાત આમ હતી! પોતે જે ધાર્યું હતું તેજ નીકળ્યું. સરયૂને આ સાંભળી આનંદ થયો; એટલા માટે કે એની બીજી ધારણા ખોટી પડી હતી. પણ સૌમિલના પછીના વાક્યે એના આ આનંદના ચૂરેચૂરા કરી નાખ્યા.

'....અને તને પરણનારા તો કેટલાય જુવાનો મળશે,' સૌમિલ બોલતો હતો, 'દાખલા તરીકે જયંત....'

સરયૂ આ આઘાત મુશ્કેલીથી જીરવી શકી. તેને સમજાઈ ગયું કે આ વાત સૌમિલમાં રહેલો પોતાના પ્રત્યેનો પ્રેમ નહોતો બોલતો પણ એક પતિનો વહેમ બોલતો હતો. અને વહેમ પણ કોના પર? પત્ની અને પ્રિય મિત્ર પર!....

સરયૂએ કશો જવાબ ન આપ્યો. એટલે થોડી વાર રહીને સૌમિલ ફરી બોલ્યો:

'મારી વાત ખોટી લાગે છે? ને જો, આમાં ખરાબ ન લગાડીશ. હું આ વાત કરું છું એનો અર્થ એમ નથી કે મારો તારા પ્રત્યેનો પ્રેમ ઓછો થઈ ગયો છે....'

'એ તો હું સમજું છું,' સરયૂએ કહ્યું અને વળી પાછી એ મૂંગી બની ગઈ.

થોડી વાર શાંતિ પ્રસરી રહી બેમાંથી કોઈ કશું બોલ્ય

નહિ. આખરે કેટલીય મથામણને અંતે સરયૂએ શરૂઆત કરી:

‘સૌમિલ, આપણાં લગ્ન વખતનો સમય યાદ આવે છે?’

‘હા,’ સૌમિલે જવાબ આપ્યો, ‘પણ એનું અત્યારે શું?’

‘તને લાગે છે કે મને બળજબરીથી પરણાવવામાં આવી હતી?’

‘ના,’ સૌમિલ બોલ્યો, ‘તું ય કેવી ગાંડા જેવી વાતો કરે છે, સરુ?’

‘બસ, તો પછી,’ સરયૂ બોલી: ‘હું રાજીખુશીથી પરણી છુ અને બીજા કોઈને નહિ પણ તને પરણી છું. મારા પર બળજબરી કરવામાં આવી હોત તો જુદી વાત હતી. આ તો સામે ચાલીને હું બાને કહેવા....’ સરયૂએ વાક્યને અધૂરું જ રહેવા દીધું, અને પળભર થોભી કહ્યું: ‘સૌમિલ! તું કેમ ભૂલી જાય છે, કે દુનિયામાં લાગણી જેવી કોઈ ચીજ છે! લગ્ન પહેલાં તારી પાછળ ગાંડી બનેલી સરયૂ લગ્ન પછી પણ એટલી જ ગાંડી રહી, તો આજે માત્ર સૌમિલની આંખ ચાલી ગઈ એટલે બદલાઈ જશે? આવી વાત કરતાં પહેલાં તને એટલો વિચાર નથી આવતો કે તું જેમ કોઈને ચાહે છે તેમ કોઈ તને પણ....’ સરયૂના ગળગળા બનેલા અવાજમાં બાકીના શબ્દો ડૂબી ગયા.

સૌમિલે સરયૂનો હાથ પકડી લીધો. ‘સાચું કહે સરુ!’ તે બોલ્યો, ‘હજી તને મારા પ્રત્યે લાગણી છે?’ અને તેની અંધ આંખો સરયૂના મોં તરફ મીટ માંડી રહી.

‘બોલને! જવાબ કેમ નથી દેતી?’ સૌમિલે ફરી પૂછ્યું. સરયૂએ ડોકુ ધુણાવ્યું.

‘ના, જવાબ નથી દેવાની,’ તેણે કહ્યું અને પછી કશુંક

યાદ આવતાં તેના મોં પર સ્મિત ખીલી ઊઠ્યું. 'પણ તને હજી એક મોટી મજાની વાતની ખબર નહિ હોય.'

'શી?' સૌમિલના મગજમાંથી હજી તેણે પૂછેલો પ્રશ્ન ખસ્યો નહોતો.

'તમે....તમે હવે પપ્પા બનવાના છો,' સરયૂએ ધીમેથી કહ્યું.

'સાચે?' સૌમિલ ચમકી ઊઠ્યો. હર્ષથી તેને ગળે ડૂમો ભરાઈ આવ્યો. તેના બધા વહેમો, બધી શંકાઓ ઊડી ગયાં.

'ક્યારે....ક્યારે?' સૌમિલ માંડ બોલી શક્યો. 'મને તો કહેતી જ નથી. એવી લુચ્ચી છે! બોલ તો ખરી, ક્યારે....?'

'એમ ઉતાવળા નહિ થવાનું. હજી તો વાર છે,' સરયૂએ જવાબ આપ્યો.

અને એ આઠ મહિના સૌમિલને જેટલા લાંબા લાગ્યા તેટલા કોઈ વખત લાગ્યા નહોતા.

×

આઠ મહિના પછી જ્યારે એક દિવસ સરયૂ નાનકડા પુત્રને લઈ ઘેર આવી, ત્યારે આખા ઘરનું જાણે વાતાવરણ બદલાઈ ગયુ. સૌમિલના અકસ્માતથી ગમગીન બનેલાં સૌ ફરી એક વાર કિલ્લોલ કરી ઊઠ્યાં. સૌમિલનાં બાનો દાદીપદ પામ્યાંનો હર્ષ માતો નહોતો, સૌમિલની નાની બહેનને એક નવું રમકડું મળ્યુ અને સૌમિલની પોતાની તો વાત જ ન પૂછો! એ તો આખો દિવસ બાબાને હાથમાં લઈ રમાડ્યા કરતો અને ઘડીભર વીલો ન મૂકતો. એની આંખનો અંધાપો બાબા સાથે ગેલ કરવામાં અડચણરૂપ થતો નહોતો. સૌમિલને અને બાબાને એકબીજા સાથે ખૂબ જ ફાવી ગયું! વહેમનો ઓળો

દૂર થઈ ગયેલો લાગ્યો અને સરયૂ પણ આનંદી ઊઠી.

પણ એ આનંદ લાંબો વખત ટકવા સર્જાયો નહોતો. એક દિવસ વળી પાછો એક બનાવ બની ગયો.

રવિવારની બપોર હતી. ઘરનાં બધાં સૂઈ ગયાં હતાં. સૌમિલ પણ જમીને જરા આડે પડખે થયો હતો. માત્ર સરયૂ બાબાને ધવરાવતી હોવાથી જાગતી હતી, ત્યાં જયંત આવી ચડ્યો. સીધો સૌમિલના ઓરડામાં જ ઘૂસવા જતો હતો, પણ સરયૂએ સૌમિલની ઊંઘમાં ખલેલ ન પડે એટલા માટે 'સી સી' કરીને ચૂપ રહેવાની નિશાની કરી. અને બંને પાસેના ઓરડામાં જઈ બેઠાં. જયંતને જવાની કશી ઉતાવળ નહોતી એટલે સૌમિલ જાગે ત્યાં સુધી બેસવાનો વિચાર કરી તે સરયૂ સાથે વાતે વળગ્યો. આગલે દિવસે જ જયંત કાપડની ખરીદી માટે જઈ આવ્યો હતો એટલે બંને એ વાતો પર ઊતરી પડ્યાં.

સૌમિલની તરતની જ આવવા માંડેલી ઊંઘ જયંતના પગરવથી ઊડી ગઈ હતી. તેણે સરયૂની ચૂપ રહેવાની નિશાની સાંભળી અને થોડી વાર પછી પાસેના ઓરડામાં જયંત અને સરયૂની વાતચીતનો અવાજ સાંભળ્યો. મહિનાઓ થયાં સુષુપ્ત પડેલો શંકાનો કીડો વળી પાછો સળવળી ઊઠ્યો. થોડી વાર તો સૌમિલ પથારીમાં પડી રહ્યો પણ પછી તેનાથી ન રહેવાયુ. તે કશો પણ અવાજ ન થાય એમ ઊઠ્યો અને પાસેના ઓરડા તરફ ગયો. ત્યારે જયંત બોલતો હતો: 'આપણા બાબા માટે સ્વદેશી સ્ટોર્સમાં સરસ ઝભલાનું કાપડ....'

આપણો બાબો! સૌમિલ ઘડીભર થંભી ગયો અને મૂંગોમૂંગો પાછો વળી ગયો. ફરી પથારીમાં સૂઈ તેણે

ઊંઘવાનો પ્રયત્ન કરવા માંડ્યો પણ ઊંઘ ન આવી. ફરી ફરી તેના કાનમાં જયંતના શબ્દો ગુંજ્યા કર્યા. ‘આપણા બાબા માટે....આપણા બાબા માટે.... આપણા બાબા માટે....’

ફરી પાછું સૌમિલનું મન શંકાશીલ રહેવા માંડ્યું. પહેલાં જીવ જેવો લાગતો બાબો હવે તેને અકારો લાગવા માંડ્યો. આવું શાથી બન્યું હશે તેની સરયૂને સમજ ન પડી પણ એક દિવસ એ ભેદ ખૂલી ગયો.

સૌમિલ તેની નાનીબહેનને પૂછતો હતો : ‘કહે જોઉં, આપણા બાબાનું મોં કોના જેવું છે?–મારા જેવું?’

‘ના આ, આ આ....’ બહેન નિર્દોષતાથી જવાબ આપતી હતી.

‘ત્યારે, જયંત કાકા જેવું?’....

પાસેથી પસાર થતી સરયૂ આ સાંભળી સડક જ થઈ ગઈ. તેને સૌમિલના બાબા પ્રત્યેના બદલાયેલા વર્તનનું કારણ સમજાઈ ગયું.

તેણે એક નિશ્વાસ નાખ્યો. શંકાના જે મહાન ભયને તે દૂર થઈ ગયેલો માનતી હતી તે હજી ગયો નહોતો, ઊલટાનો બળવાન થયો હતો. સૌમિલને હજી તેના પર વહેમ હતો: તેના પર અને જયંત પર....આમ ને આમ જિંદગી શી રીતે જશે? સૌમિલને સમજાવવાનો, એનો વિશ્વાસ પાછો આણવાનો કોઈ ઉપાય હતો ખરો?

સરયૂને અચાનક મહિનાઓ પહેલાંનો એક સંવાદ યાદ આવી ગયો. આંખે થયેલી આંજણી વેળા પોતે મશ્કરીમાં પૂછેલું....‘ધારો કે મારે બન્ને આંખે પાટા બાંધવા પડે તો?’ ત્યારે સૌમિલે જવાબ આપેલો: ‘તો હું ય બન્ને

આંખે પાટા બાંધું, અરે, ફોડી જ નાખું ને!' સૌમિલનો અધાપો જ આ બધી શંકાનું કારણ બન્યો હતો. એ અધાપાએ જ બન્નેનાં મન જુદાં પાડ્યાં હતાં. એ જુદાં થયેલા મન એક ત્યારે જ થાય જ્યારે સૌમિલ ફરી દેખતો થાય, જે સાવ અશક્ય હતું. અથવા ...અથવા....

આ વિચાર આવતાં સરયૂ ધ્રૂજી ઊઠી. કેટલી ભયંકર લાગતી હતી આ વાત? શું એ સિવાય બીજો કશો જ માર્ગ નહિ હોય? તેને પોતાની તો ખાસ પરવા નહોતી પણ પછી બાબાનું કોણ?.... સરયૂ આ વિચાર વધારે વાર સહન ન કરી શકી–તે મોકળે મને રડી પડી.

×

દિવસો વીતતા ગયા અને સૌમિલની શંકા વધુ ને વધુ બળવાન થતી ગઈ. સરયૂના મન પર પણ કશો ભાર રહેતો હોય તેમ તેની તબિયત બગડવા માડી. છેવટે તો ઘરમાં પણ બધાંને લાગવા માંડ્યું કે પતિપત્ની વચ્ચે કશો વિખવાદ થયો હોવો જોઈએ. ફરી એક વાર ઘરમાં ગમગીનીની છાયા પ્રસરવા માંડી.

અને છેલ્લો પ્રસંગ બન્યો એકાદ મહિના પછી–તે દિવસે ય રવિવાર જ હતો અને બપોરે જમ્યા પછી ઘરનાં બધાં અને જમવા તેડેલાં થોડાંક સંબંધીઓ વાતો કરતાં બેઠાં હતાં. જયંત કશાક કારણસર જમવા આવી શક્યો નહોતો. વાતમાં ને વાતમાં બાબાના નામ વિષે વાત નીકળી. બાબો દોઢ બે મહિનાનો થવા આવ્યો હતો એટલે તેનો નામકરણવિધિ જલદી થઈ જાય એ જરૂરી હતું.

'એની રાશી શી છે?' એક સંબંધીએ પૂછ્યું.

'મકર.' સૌમિલનાં બાએ જવાબ આપ્યો.

'મકર એટલે....' સંબંધીએ વિચાર કરવા માંડ્યો.

''જ' અને 'ખ' ખરું ? અને થોડી વાર રહી એમણે ઉમેર્યું: 'ખ' ઉપરથી તો કાંઈ સારું નામ નહિ જડે એટલે 'જ' ઉપર જ વિચાર કરવો પડશે.'

અને બધાએ 'જ' ઉપરથી નામો સૂચવવા માંડ્યાં: 'જયદેવ, જનક, જયેન્દ્ર, જિતેન્દ્ર, જગદીશ, જ્યોતિપ્રકાશ....!'

સૌમિલ મૂંગો મૂંગો વાત સાંભળી રહ્યો હતો. કોઈ કે એને બોલાવ્યો: 'સૌમિલભાઈ! કેમ બોલતા નથી ? તમારો શો મત છે?'

અને સૌમિલ બોલ્યો: ''જયંત' રાખીએ તો કેવું ? આખરે તો....' અને પછી પોતે શું બોલતો હતો તેનું ભાન આવવાથી ત અટકી ગયો.

બધાં સ્તબ્ધ થઈ ગયાં. સૌમિલની અને જયંતની દોસ્તીની બધાંને ખબર હતી પણ સૌમિલ હમણાં જે બોલી ગયો એનો અર્થ....

ઓરડામાં ટાંકણી પડે તો યે સંભળાય એવી શાંતિ છવાઈ રહી. આખરે એ શાંતિનો ભંગ કરતું એક ધ્રૂસકું સંભળાયું અને સરયૂ ત્યાંથી ઊઠી નાસી છૂટી. તેણે પોતાના રૂમમાં જઈ બારણાં બંધ કરી દીધાં.

થોડી વાર સુધી કોઈ બોલ્યુ નહિ. વાતાવરણમાં પ્રસરેલી શાંતિ અસહ્ય બની ગઈ હતી. સરયૂના રૂમમાંથી ધ્રૂસકાનો ધીમો અવાજ સંભળાતો હતો.

સૌમિલનાં બા ઊઠ્યાં. ધીમે પણ મક્કમ પગલે એ સૌમિલ પાસે આવ્યાં અને એક પણ શબ્દ બોલ્યા વિના એના ગાલ પર એક તમાચો ચોડી દીધો. સૌમિલની અંધ

આંખો આ અચાનક આઘાતથી ઊઘડી, પળવાર શૂન્ય નજરે તાકી રહી અને પાછી બિડાઈ ગઈ.

પણ પ્રજ્ઞાચક્ષુ સૌમિલના મનની આંખ આ તમાચાએ ખોલી નાખી. સૌમિલને હવે જ પોતે શું કર્યું છે તેનો પૂરો ખ્યાલ આવ્યો. પોતાની પાયા વગરની શકાને લીધે સરયૂના કોમળ સ્રીહૃદયને કેટલો આઘાત થયો હશે એનું ભાન આવ્યુ. તે સરયૂના રૂમ તરફ દોડ્યો.

રૂમનું બારણુ ખુલ્લું હતું. ખાટલામાં પડેલી સરયૂના રડવાનો અવાજ સાંભળી સૌમિલ એ તરફ ગયો. સૌમિલના ફંફોસતા હાથમાં સરયૂનો જમણો હાથ આવ્યો, તેનો હાથ કશી ધાતુને અડ્યો અને સરયૂના હાથમાંથી ચપ્પુ છૂટીને નીચે ગાલીચા પર પડ્યુ.

સૌમિલ ચમક્યો. સરયૂએ તે દિવસે મશ્કરીમાં કરેલી વાત પૂરી કરી હશે કે શું, એ વિચારે એ ધ્રૂજી ઊઠ્યો. એના હાથ સરયૂની આખ તરફ વળ્યા.

'ના સૌમિલ....ના....' સરયૂએ ધ્રૂસકા ભરતા ભરતાં કહ્યુ. 'મારાથી શરત પૂરી ન થઈ, ના સૌમિલ....હું એકલી હોત તો....બાખો....અને તું ...'

સૌમિલના મનનો બધો સંશય દૂર થઈ ગયો. વાદળ-ઘેરી સવારે સૂર્ય ઊગતા જેમ અંધકાર વિખેરાઈ જાય એમ એની બધી શકાઓ વિખેરાઈ ગઈ.

સૌમિલે સરયૂને બે હાથ વતી ઊંચી કરી છાતી સરસી લીધીઃ 'સરુ, હુ કેટલો ગાડો છું! મારી સરુ પર શકા લાવું છું! બોલ સરુ, માફ ન કરે મને?....'

સરયૂએ સૌમિલને મોંએ હાથ દીધો અને પછી સૌમિ-લની છાતી પર માથુ ટેકવી ફરી રડી પડી.

પણ આ વેળા રુદન શોકનું નહોતું.

# ૧૦: અંધારી રાતે

વદ તેરસની અંધારી રાત મેઘલી બનીને જામી હતી.

કુદરતે આજે પોતાનું એક નવું જ સ્વરૂપ બતાવી આપ્યું હતું. બપોરે સખત તાવ હતો પણ સાંજ પડતાં તો બધું અણધાર્યું જ બની ગયું. સાંજના સાતેકને સુમારે આકાશમાં વાદળ ચડી આવ્યાં ને જોરમાં વરસાદ તૂટી પડ્યો. આકાશમાં મોટા કડાકા સાથે વીજળી ચમકવા લાગી. આખો દિવસ ગરમી સહન કરી ત્રાસી ગયેલા લોકોએ નિરાંતનો શ્વાસ લીધો. દિવસોથી અતૃપ્ત રહેલી ધરતી પાણી ચૂસવા લાગી ને તેમાંથી મીઠી ફોરમ છૂટવા લાગી.

પણ સાંજનો શરૂ થયેલો વરસાદ રાત પડવા છતાં પણ અટક્યો નહિ. ખાડા-ખાબોચિયાં ભરાવા લાગ્યાં. તે પછી નીચાણવાળા રસ્તાઓનો વારો આવ્યો. પછી તો નાળાં ઉભરાવા લાગ્યાં. લોકોના મનમાં ચિંતા પેસવા માંડી પણ વરસાદનું તાંડવ તો ચાલુ જ રહ્યું.

એવી એ કાજળઘેરી રાતે ગોધરાથી તેર માઈલ દૂર આવેલા સંતપુર ને પાંચ માઈલ દૂર આવેલા ચંચેલાવ નામનાં બે સ્ટેશનો વચ્ચે આવી રહેલી એક રેલવે-કેબિન અંધારપિછોડો ઓઢીને ઊભી હતી. ચારે બાજુ એવો તો ગાઢ અંધકાર હતો કે પાસે ચાલતા માણસનું મોં પણ ન દેખી શકાય. માત્ર એ કેબિનમાં એક દીવો બળતો હતો અને એ ધરતીના આખા પટ પર પ્રકાશનું એક માત્ર બિંદુ બની રહ્યો હતો. તે ય મૂશળધાર પડતા વરસાદને લીધે ઝાંખો

લાગતો હતો. વાદળથી ઘેરાયેલા આકાશમાં કોઈકોઈ વાર વીજળી ચમકી જતી ને ક્ષણભરને માટે પૂર્વ બાજુના ક્ષિતિજ પરથી નીકળી, આખા પટને બે ભાગમાં વહેંચી નાખી, પશ્ચિમના ક્ષિતિજ સાથે મળી જતા રેલવેના બે પાટા ને એની પાસે આવી રહેલી રેલવે–કેબિન દેખાતી. વીજળીનો પ્રકાશ ઓલવાઈ જતો ને ગાઢ અંધકારમાં કેબિનમાં બળતો દીવો વળી પાછો બિનહરીફ બની રહેતો. ફરી પાછી વીજળી થતી અને કેબિનથી થોડે દૂર પૂર્વ બાજુએ બે મેઇન લાઇન-માંથી એક લૂપ લાઇન ( બાજુનો પાટો ) નીકળતી દેખાતી. થોડેક દૂર જઈને એ લાઇન અટકી જતી હતી ને ત્યાં 'ડેડ એન્ડ' આવેલો હતો. બસ, આટલામાં જ બધો દેખાવ સમાપ્ત થઈ જતો.

એ અટૂલી કેબિનમાં એક કેબિનમેન રહેતો. એને ખાસ કશું કામ કરવાનું નહોતું. સામાન્ય રીતે તો એની કશી જરૂર પડતી પણ નહિ, કારણ ટ્રેનો સીધી આવતી અને વણઅટકી સીધી દોડી જતી. રાત્રે બે વાગ્યે દિલ્હી તરફથી આવતો ફ્રન્ટિયર ને ત્રણ વાગ્યે મુંબઈ તરફથી આવતો ફ્રન્ટિ-યર એ બે ખાસ ગાડીઓ હતી. બાકીની ગાડીઓમાં દિલ્હી એક્સપ્રેસ અને બે પેસેન્જર ગાડીઓ હતી. ઉપરાંત દિવસની ત્રણચાર ગૂડ્ઝ ટ્રેનો જતી. કોઈકોઈ વાર રાજા–મહારાજા-ઓની સ્પેશ્યલ કે ડી. ટી. એસ. (ડિસ્ટ્રિક્ટ ટ્રાફિક સુપરિ-ન્ટેન્ડેન્ટ ) જેવા કોઈક ઉચ્ચ અધિકારીની રેલવે–બસ ( રેલ-વેના પાટા પર દોડતી પણ મોટરના એન્જિનવાળી ગાડી) પસાર થતી. એવે વખતે આ કેબિનમેનની જરૂર પડતી. વ-

અટવાઈ પડેલી ગુડ્ઝ–ટ્રેનને લૂપ લાઈન પર ખસેડી લેવાતી અને સ્પેશ્યલ કે બસ પસાર થયે પાછી મેઈન લાઈન પર વાળી લેવાતી. આ સિવાય કૅબિનમેનને પસાર થતી ટ્રેનો આગળ દિવસે લીલો વાવટો અને રાત્રે લીલું ફાનસ ધરી રાખવા ઉપરાંત કશી ડ્યુટી નહોતી.

એ કૅબિનમાં બેઠેલો રામલાલ શૂન્ય નજરે બહાર જામી પડેલા અંધકાર તરફ તાકી રહ્યો હતો. વરસાદ અચાનક પડ્યો હતો ને વળી સારા પ્રમાણમાં પડ્યો હતો; પણ આ ભાગની માટી એટલી બધી પોચી નહોતી કે લાઈન ધોવાઈ જાય, એટલે ચિંતા કરવાનું કશું જ કારણ નહોતું. વળી રાત્રે ડી. ટી. એસ. પીપળોદથી નીકળી ગોધરા જવાનો સંભવ હોવાથી મોડી સાંજે જ, એક પાયલોટ ટ્રોલી રસ્તો 'ચેક' કરી ગઈ હતી, પણ રામલાલ કંઈક જુદા જ વિચારમાં હતો.

તે વિચારતો હતોઃ હજી બપોર સુધી તો તડકો હતો ને જોતજોતામાં તો વાદળોએ ચડી આવીને બધે પાણી પાણી કરી મૂક્યું. કેટલુ જલદી બધું બદલાઈ ગયુ?

'કેટલું જલદી બધું બદલાઈ ગયુ?' તે વિચારતો હતો ને તેનું મન પાંચ વર્ષનો ગાળો વટાવી ગોધરાના પેલા નાનકડા ઘરમાં જઈ પહોંચતું હતું. તે વખતે અંગ્રેજી નિશાળમાં ચોથી ચોપડી ભણતા અને વર્ગમાં પહેલો નંબર લાવી હોશિયાર ગણાતા રામલાલને જોઈ કોઈ એમ ન ધારે કે પાંચ વર્ષ પછી એ આ રેલવેની ઉજ્જડ કૅબિનમાં આવી પડશે. તેનું ભવિષ્ય ઊજળું હતું એમ લોકો કહેતા અને રામલાલ પોતે પણ એમ માનતો. શા માટે ન માને?

માધવજી પટેલ જેવા અડીખમ બાપ જ્યાં સુધી જીવતા-જાગતા બેઠા હોય ત્યાં સુધી તેમનો એકનો એક દીકરો શા માટે સ્વપ્નાં ન સેવે? તેના અભ્યાસની કારકિર્દી ઊજળી હતી; તેના બાપ પૈસાદાર ગણાતા હતા; ઉપરાંત....ઉપરાંત....રામલાલની આંખો સામે તેના મનમાં જીવની પેઠે જડાઈ ગયેલો એક પ્રસંગ તરવરી રહ્યો:

ત્યારે પોતાની ઉંમર બહુ મોટી નહોતી. હજી તો ગુજરાતી નિશાળમાં જ ભણતો હતો. એક દિવસ ચારપાંચ ગોઠિયાઓ સાથે રખડવા નીકળી પડ્યો હતો. રસ્તામાં એક વાડીમાં જાંબુડો જોયો. તેના ઉપર ખાસ્સાં લીંબુ જેવડાં કાળાં કાળાં જાંબુ હિલોળા લઈ રહ્યાં હતાં. વળી તે ખાસ ઊંચે પણ નહોતાં. પથરા મારીને સહેલાઈથી પાડી શકાય. કોઈનું પણ મન લોભાઈ જાય એવી વાત હતી અને બધા પાછા રખડવા નીકળેલા. જે થાય તે ખરી. પકડાઈ જશું તો બે તમાચા ખાઈ લેશું, એવો વિચાર કરી બધા વાડ કુદાવીને અંદર ગયા.

હજી તો પથરા મારવાની શરૂઆત જ કરી હતી ને દસબાર જાંબુ જ ખાધાં હતાં, ત્યાં તો કશેકથી એક નાનકડી છોકરી દોડતી આવી. દસેક વર્ષની એની ઉંમર હશે. ચોળી–ચણિયો પહેરેલાં. હજી ઓઢણી પહેરવા જેટલી ઉંમર નહોતી. તેણે આવીને માલિકના રુઆબથી બધાને ધમકાવવા માંડ્યા.

છોકરાઓ પહેલાં તો આ નાનકડી છોકરીની હિંમતથી સ્તબ્ધ થઈ ગયા, પણ પછી ખિજાઈ ગયા. તેમણે છોકરીને મારવા માંડી. છોકરીએ ચીસાચીસ કરી મૂકી. આ નમણી

ને નાનકડી છોકરી ઉપર થતો જુલમ પોતાથી ન જોવાયો. પોતે વચ્ચે જઈને છોકરીની આગળ ઊભો રહ્યો.

'ખસી જા રામુ!' એક ભાઈબંધે કહ્યું.

'નહિ ખસું,' પોતે બોલ્યો.

તે તારી કો'ક સગી થતી હશે, નહિ?' ભાઈબંધે ટાણો માર્યો: 'ખસે છે કે નહિ? નહિ તો તને પણ સ્વાદ ચખાડવો પડશે.'

'મોઢું સંભાળ!' પોતે પોતાની પાછળ ભરાતી છોકરીના હાથને સહેજ દબાવી તેને હિંમત આપતાં કહ્યું. 'મારી સગી નહિ હોય તેમાં શું? આનો શો વાંક છે? હું તો આ ઊભો; થાય તે કરી લે.'

'એમ? તો લેતો જા,' કરીને તેના ભાઈબંધોએ તેના પર હુમલો કર્યો. છોકરીએ વળી ચીસાચીસ કરી મૂકી. થોડી વાર ઘમસાણ ચાલ્યું, એટલામાં છોકરીનો બાપ ચડી આવ્યો. બીજા બધા છોકરા વાડ ઠેકીને ભાગી ગયા. પોતે લડતાં લડતાં એટલો બધો થાકી ગયો હતો કે દોડી શકાય એમ નહોતું. જ્યાં હતો ત્યાં ને ત્યાં ઊભો જ રહ્યો. 'હરામખોર! જાબુ ચોરવા આવ્યો છે? ક્યાં ગયા બીજા બધા?' છોકરીના બાપે તેને મારવા લીધો, પણ છોકરીએ તેને અટકાવ્યો: 'બાપા, એને નૈ મારતા. એ તો મારી તરફથી લડતો'તો.' કહી પોતાના અને રામલાલના શરીર પર પડેલા ઊઝરડા બતાવ્યા.

'એમ! શાબાશ.' છોકરીના બાપે કહ્યું અને થોડી વાર તેની સામે તાકી રહ્યા. પછી પૂછ્યું: 'અલ્યા, કોનો

છોકરો છે?'

'માધવજી પટેલનો,' પોતે કહ્યું.

અને વીજળી પડી હોય તેમ છોકરી અને તેનો બાપ સ્તબ્ધ થઈ ગયાં. છોકરી તરત બે હાથમાં મો છુપાવી દોડી ગઈ. પછી એના બાપે કહ્યું: 'ઓહો, ચાલો ચાલો, ઘરમાં આવશો?'

'કેમ?'

'કાંઈ નહિ, ચાલો તો ખરા ને જરા ચા-બા પીને જજો. માધવજી પટેલને અને મારે સારી દોસ્તી છે,' કહી પોતાને ઘરમાં લઈ જઈ ચાનાસ્તો કરાવીને થોડાંક પાકાં જાંબુ બંધાવીને ઘેર મોકલ્યો.

ઘેર આવીને ભાઈબંધોને પોતે આ વાત કરી, તો બધા હસી પડ્યા. કલાક અગાઉ પોતે જેની સામે થયો હતો તેણે પોતાનો વાંસો થાબડ્યો અને કહ્યુ: 'શાબાશ, ખરો વરરાજો!'

'એટલે?' પોતાને કશી સમજ પડી નહિ.

'એટલે શું?' પેલાએ હસતાં હસતાં કહ્યુ: 'તું તારે ભવિષ્યને સાસરે ચા પી આવ્યો. પેલી છોકરી તે તારી ...'

વધારે સ્પષ્ટતા કરવાની જરૂર નહોતી. પોતે શરમાઈને દોડી ગયો.

આ પ્રસગ યાદ આવતાં રામલાલનો ચહેરો અત્યારે આઠ વર્ષ પછી પણ હસી ઊઠ્યો. તેને યાદ આવ્યુ. પછી કેટલાં વરસ સુધી અવારનવાર તેને સાસરેથી જાંબુની ટોપ લીઓ આવ્યા કરતી. જાંબુ મીઠાં લાગતા પણ યાદ તો એથી પણ મીઠી લાગતી, કેટલી સુ.

વહુ ? નામ પણ કેટલું સુંદર હતું ? ગૌરી....

' ટ્રિંગ ટ્રિંગ....કેબિનમાંનાં ટેલીફોનની ઘંટડી વાગી અને રામલાલ પોતાની વિચારતંદ્રામાંથી ઝબકી ઊઠ્યો.

ટ્રિંગ ટ્રિંગ....ટ્રિંગ ટ્રિંગ....ફરીથી ઘંટડી વાગી. તેણે રીસીવર ઉપાડ્યું. સંતરોડના સ્ટેશન-માસ્તરનો ફોન હતો.

'એલાવ, એલાવં....વૉટ ? ફોર અપ લેફ્ટ ? ફ્રન્ટિયર લેફ્ટ ?....ઑલ રાઈટ, ઑલ રાઈટ....યસ, ઑલ ક્લીઅર, ઑલ ઓ. કે.' તેણે રીસીવર મૂકી દીધું.

ફ્રન્ટિયર મેલ સંતરોડથી નીકળી ચૂક્યો હતો. હવે પાંચેક મિનિટમાં જ આવી પહોંચવો જોઈએ. ફ્રન્ટિયર મેલ.... તે વિચારી રહ્યો....

એમ તો રોજ અહીંથી ફ્રન્ટિયર મેલ પસાર થતો હતો, પણ આજે....આજે એમાં ગૌરીના વરની જાન પસાર થવાની હતી....

ગૌરીનો વર ! તેનું મગજ કામ નહોતું કરતું....માધવજી પટેલ અચાનક મૃત્યુ પામ્યા ત્યારે જ બધાને ખબર પડી કે એમનો ભપકો નામનો જ હતો. રામલાલ માટે એ એકેય પૈસો નહોતા મૂકી ગયા. ઊલટાનું સારું એવું દેવું કરતા ગયા હતા. રામલાલને શાળા છોડી દેવી પડી અને નાની ઉંમરે આવી નીરસ નોકરી લઈ લેવી પડી. પણ એનું તેને એટલું બધું દુઃખ નહોતું. એને ખરું તો સાલતું હતું ગૌરીના બાપે પોતાનું કરેલું અપમાન.

ગૌરીનો બાપ લોભી હતો. સારું ઘર અને પૈસો જોઈને એણે પોતાની છોકરીની સગાઈ રામલાલ સાથે કરી હતી.

પણ માધવજી પટેલ મૃત્યુ પામ્યા અને કંઈ પૈસો ન મૂકી ગયા એટલે એણે સગાઈ તોડવાના પ્રયત્નો કરવા માંડ્યા. પોતાની ન્યાતમાં ખાસ કારણ વિના સગાઈ તોડવાનો રિવાજ નહોતો, પણ લાગવગ અને પૈસા આગળ એનું શું ચાલે? એના અને બીજા થોડાક જુવાનિયાઓના પ્રબળ વિરોધ છતાં સગાઈ તૂટી. એક વાર સગાઈ તૂટ્યા પછી ગૌરીના બાપે ઢીલ ન કરી, તેણે તરત એક બહારગામનો પણ પૈસાદાર મૂરતીઓ શોધી કાઢ્યો ને પંદર દિવસમાં જ લગ્ન લીધાં. હજી કાલે જ રામલાલના એક મિત્રનો કાગળ આવ્યો હતો કે ગૌરીનાં લગ્ન બે દિવસ પછી નક્કી થયાં હતાં અને જાન આજે ફ્રન્ટિયર મેલમાં ગોધરા જવાની હતી.

ફ્રન્ટિયર મેલ અને ગૌરીનો વર....! રામલાલ ક્યાં ય સુધી- એના એ જ વિચારો કરતો બેસી રહ્યો. જો માધવજી પટેલ મૃત્યુ ન પામ્યા હોત તો આજે ગૌરી તેની પત્ની હોત. ગૌરી!...કેટલી સુંદર અને મીઠી તેની ગૌરી હતી? પણ હવે તેનો તેના પર શો હક્ક રહ્યો? આવતી કાલે તો એ બીજાની પત્ની બની જશે. કોણ જાણે એનો વર કેવો હશે! હતો પણ કો'ક બહારગામનો એટલે શી ખબર કેવા સ્વભાવનો અને કેવી ચાલચલગતનો હશે. ગૌરીને પરણીને પછી એને દુઃખ તો નહિ દે? એવું થશે તો પોતાની ગૌરી....

રામલાલને પોતાના મન પર ચીડ ચડી. એક વસ્તુ બની ગયા પછી એને સંભાર્યા કરવાથી શો ફાયદો? ગૌરી હવે પોતાની મટી ગઈ હતી, છતાં શા માટે તેને સંભાર્યા કરવી? નકામી પારકી પંચાત! તેણે પોતાના મન સાથે

દલીલ કરી.

પણ ના, તેને લાગ્યું. એ પારકી પંચાત નહોતી; પોતાની પંચાત હતી. ગૌરી સાથે તેની સગાઈ બાર વર્ષ સુધી ટકી હતી. બાર બાર વર્ષો સુધી જેને પત્નીરૂપ માની, તેના પર શું તેનો જરા પણ હક્ક નહોતો? બાર બાર વર્ષ સુધી જેને પોતાની માની તેને કાલે એક અજાણ્યો માણસ ઉપાડી જાય એ કેમ સહન થાય? તેને ગૌરીના બાપ પર ચીડ ચડી, ગૌરીને પરણવા આવનાર મુરતિયા પર ચીડ ચડી. તેને આખા જગત પર ચીડ ચડી. જાન લઈ આવતા ફ્રન્ટિયર મેલ પર પણ ચીડ ચડી. તેનું રોમરોમ ગરમીથી ધગી રહ્યું અને કોઈ પણ ઉપાયે લગ્ન અટકાવી વેર લેવાને તલસી રહ્યું.

આકાશમાં ભયંકર ગડગડાટ થયો. હમણાં જરા શાંત પડેલો વરસાદ ફરી પાછો જોરમાં શરૂ થયો. એક વીજળી ચમકી અને ગગનને ચીરતી ધરતીમાં સમાઈ ગઈ. બારી પાસે બેઠેલા રામલાલની સામે આવી રહેલો પાટા બદલવાનો લોખંડનો હાથો વીજળીના પ્રકાશમાં ઝબકી ઊઠ્યો.

સાથોસાથ રામલાલના મગજમાં વિચાર ઝબકી ઊઠ્યો: જાનને ગોધરા પહોંચવા જ ન દઉં તો?

તેની સામે જ લોખંડનો હાથો આવી રહ્યો હતો. પૂરું એક હાથનું પણ અંતર નહોતું. અને જરાક જોર કરીને પોતાની પાસે ખેંચી લે તો પૂર્વ બાજુથી આવતો ફ્રન્ટિયર સીધો જવાને બદલે લૂપ લાઈન પર ચાલ્યો જાય. ફ્રન્ટિયરનો વેગ આવી જગ્યાએ સાઠ માઈલથી ઓછો તો ન જ હોય. ડ્રાઈવર ટ્રેનને રોકી શકે એ તો અસંભવિત જ હતું. પછી તો સામે 'ડેડ એન્ડ' હતો....જાન શી રીતે ગોધરા પહોંચવાની હતી?

ગોધરા પહોંચતાં પહેલાં તો ઈશ્વરના દરબારમાં....

પૂર્વ બાજુના ક્ષિતિજ પર એક દીવો દેખાયો : ફ્રન્ટિયર મેલ....રામલાલે પોતાના કપાળ ઉપર હાથ મૂક્યો. તપાવેલી ભઠ્ઠીની જેમ એ ધીકી રહ્યું હતું. આવા વિચારો શાથી આવતા હશે? પણ શા માટે ન આવે? જગતે તેના પર વેર લીધું તો પોતે શા માટે જગત પર ન લે? તેણે ઊઠીને લોખંડના હાથ પર પોતાનો હાથ મૂક્યો.

પૂર્વ બાજુએ દેખાયેલો દીવો નજીક ને નજીક આવી રહ્યો હતો. રામલાલનો હાથ અચકાઈ રહ્યો હતો....દીવો મોટો ને મોટો થતો જતો હતો, પણ જરાક ફિક્કો અને ધીમો હતો. રામલાલ વિચારી રહ્યો હતો : એમાં ગૌરીનો વર હશે, લગ્નના ઉમંગમાં બધાં મસ્ત હશે....હવે તો એ દીવાની પાસે એક નાનકડો બીજો દીવો પણ આમથી તેમ હાલી રહ્યો હતો. વેરથી સળગી ઊઠેલા મનને શું એકના બે દીવા દેખાતા હતા? રામલાલનુ મન 'વેર, વેર 'નો પોકાર પાડી રહ્યું.... આખરે એ દીવો જ્યાંથી લૂપ લાઈન છૂટી પડતી હતી ત્યાં આગળ આવી પહોંચ્યો. રામલાલે દાંત પીસી લોહી કાઢ્યું. પોતાનામાં હતું તેટલુ જોર કરી તેણે હાથાને પોતાના તરફ ખેંચ્યો. દીવો લૂપ લાઈન પર વળી ગયો! રામલાલ પરસેવો લૂછતો પાસે પડેલી ખુરશી પર બેસી પડ્યો.

આકાશમાં વીજળીનો એક ચમકારો થયો અને એક ભીષણ ગડગડાટ તેના હૈયા સોંસરો નીકળી ગયો. તેને હવે જ પોતે શું કર્યું હતું તેનો ખ્યાલ આવ્યો. ફ્રન્ટિયર લૂપ લાઈન પર વળી ગયો હતો. તેને થયુ, હમણાં ધડાકો થશે અને આખી ટ્રેનના ભુક્કા બોલી જશે. પોતાનું તો જે થવાનું

હશે તે થશે, પણ ફ્રન્ટિયરમાં ગોધરા જઈ રહેલી પેલી જાન-માંથી તો એકે માણસ જીવતો નહિ રહે. તેના મગજને જરા શાંતિ વળી. પણ તરત એને ખ્યાલ આવ્યો : જાન તો મરશે, પણ સાથે બીજાં કેટલાં માણસો મરી જશે ? કેટલાય માણસો ઊંઘમાં પડ્યા હશે અને પોતાની માતા, પત્ની, બહેન કે પુત્રને મળવાનાં સ્વપ્નો સેવી રહ્યાં હશે. એક ક્ષણમાં તે બધાની લાશ થઈને પડશે અને હજારો માતા, ભગિનીઓ, પત્નીઓ અને પુત્રપુત્રીઓનાં રુદનથી દુનિયા આખી કાલે ગાજી ઊઠશે. રામલાલનો આત્મા 'ખૂન, ખૂન' પોકારી ઊઠ્યો. સાચે જ તે ખૂની હતો—એથી ય વધારે હતો. એક માનવીને ગોધરા જતો રોકવા એણે હજારોને રડાવ્યાં હતાં. અને એય શા કામનું ? એક સુરતિયો મૃત્યુ પામે તો ય ગૌરીનો બાપ ગૌરીને એની સાથે થોડો જ પરણાવાવનો હતો ? એ તો બીજા કોઈ પૈસા-દારને શોધી કાઢશે. તો પછી આટલા બધા માનવીનો સંહાર શા કામનો ? રામલાલને લાગ્યુ, પોતે માનવી મટીને દૈત્ય બની ગયો છે—કશા પણ કારણ વિના હજારોને સંહારનાર દૈત્ય....તેને પોતાની જાત પર તિરસ્કાર આવ્યો: 'ખૂન, ખૂન' તેનો આત્મા પોકારી રહ્યો.

'નીચ ! હિચકારા ! રાક્ષસ....!' તેનું મન પોકારી રહ્યું.

એટલામાં એક ટ્રેનની વ્હીસલથી આખુ વાતાવરણ કંપી ઊઠ્યું. રામલાલ ઝડપથી ઊઠ્યો. તેણે જોયુ તો એક બીજો દીવો મેઈન લાઈન પરથી આ તરફ આવી રહ્યો હતો. એક પંચાવનની ગુડ્ઝ ! આટલી બધી વહેલી ? તેને વિચાર આવ્યો. પણ બીજું કશું વિચારવાનો સમય નહોતો. દીવો લૂપ લાઈન આગળના જોડાણની છેક પાસે આવી લાગ્યો હતો.

તેણે હાથો પકડી દૂર ધકેલી દીધો. મેઈન લાઈન કલીઅર થઈ ગઈ. દીવો મોટો ને મોટો બનતો ગયો. ટ્રેનનો ખડખડાટ પણ વધારે ને વધારે મોટો બનતો ગયો. ફ્રન્ટિયરના અકસ્માતનો અવાજ હજી કેમ ન સંભળાયો એવો વિચાર રામલાલના મગજમાં ઝબકી ગયો, પણ તે પૂરો થાય તે પહેલાં તો ટ્રેનના દીવાથી તેની આંખ અંજાઈ ગઈ. આંખ સહેજ ટેવાતાં તેણે જોયુ કે ટ્રેન ગુડ્ઝ નહોતી પણ પેસેન્જર હતી. એની આંખે રોયલ મેઈલનો લાલ ડબ્બો દેખાયો, એર-કન્ડિશન્ડનુ સફેદ સલૂન દેખાયું, તેની આંખ છેલ્લા ડબ્બાની ઉપર ચોડેલા પાટિયા પર ફરી રહી: FRONTIER MAIL....

ટ્રેઈન થોડી જ વારમા પસાર થઈ ગઈ. તેનો પ્રકાશ દૂર ને દૂર થતો ગયો. તેનો ગગડાટ ઓછો થતો થતો પશ્ચિમના ક્ષિતિજ પર શમી ગયો. ફરી પાછી નીરવ શાંતિ પથરાઈ રહી. રામલાલને આ બધું શું બની ગયું તેની સમજ ન પડી.

એટલામાં કૅબિનનું બારણું ઠોકાયું. તે ગૂંચવાયેલા મગજે હાથમાં ફાનસ લઈને બહાર આવ્યો. તેના ફાનસનો પ્રકાશ સામે ઊભેલા પીપળોદના ડેપ્યુટી સ્ટેશન-માસ્તરના મોં પર પડી રહ્યો. વરસાદ અટકી ગયો હતો.

'વેલ ડન્, યન્ગમેન!' ડેપ્યુટી સ્ટેશન માસ્તરની પાસે ઊભેલા એક યુરોપિયન અમલદાર જેવા લાગતા માણસે તેની સામે હાથ ધર્યો. રામલાલે યંત્રવત્ હાથ લાંબો કરી હસ્તધૂનન કર્યું.

'મિસ્ટર બ્રાઉન, ડી. ટી. એસ, એમને અને રેલવે-

બસને બચાવવા માટે તારો આભાર માને છે, રામલાલ!' પીપળોદના ડેપ્યુટી સ્ટેશન માસ્તરે કહ્યું.

રામલાલને થોડી થોડી સમજ પડવા માંડી. ડી. ટી. એસ.ની સ્પેશ્યલ રેલવે-બસ સાતેક વાગ્યે પીપળોદથી ગોધરા જવા નીકળી હશે, ત્યારે વરસાદ નહોતો. સંતરોડ છોડ્યા પછી અચાનક વરસાદ પડવાને લીધે એન્જિન ખોટકાયું હશે. પણ તે ચાલુ થતાંમાં તો ફ્રન્ટિયરનો સમય થઈ ગયો. ડ્રાઈવરે ફ્રન્ટિયરની પહેલાં બસ ગોધરા પહોંચાડી દેવા બસ મારી મૂકી. પણ કેબિન આગળ ફ્રન્ટિયર સાવ પાસે આવી લાગ્યો. ડ્રાઈવરે બીજા દીવાથી નિશાની કરી બસને લૂપ લાઈન પર લઈ લેવા સૂચવ્યું. રામલાલે તો એ કશું સમજ્યા વિના એના દીવાને ફ્રન્ટિયર મેલનો દીવો માની લૂપ લાઈન સાથે જોડાણ કરી દીધું અને પાછળ આવતા ફ્રન્ટિયર મેલને ગુડ્ઝ સમજી તેનુ મેઈન લાઈન સાથે જોડાણ કરી દીધું. પરિણામે બસ અને ફ્રન્ટિયર, બંને અકસ્માતમાંથી ઊગરી ગયાં હતાં.

'વેરી વેલ ડન, યન્ગ મેન! વેરી વેરી બ્રિલિયન્ટ વર્ક!' ડી. ટી. એસ. એ ફરીથી રામલાલનાં વખાણ કર્યાં. રામલાલથી એ સહેવાયુ નહિ, એણે જમીન પર બેસી જઈ પોતાના બે હાથ વચ્ચે માથું નાખી દીધું.

પંદર દિવસ પછી ખાસ ડી. ટી. એસ.ના ઑર્ડરથી રામલાલને પ્રમોશન મળ્યું, ત્યારે તેણે પોતાના સદ્‌ભાગ્યથી આનંદ પામવાને બદલે રાજીનામું કેમ આપ્યુ, એ કોઈ સમજી શક્યું નહિ.

*

'સસ્તું સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

# ગ્રંથોનું સૂચિપત્ર

## ધર્મગ્રંથો

| | | | |
|---|---|---|---|
| **વાલ્મીકિ રામાયણ**—બે ગ્રંથોમાં, ૩૦ ચિત્રો સાથે | ૧૩૬૪ | ૧૨–૦ | ૧–૧૨ |
| **તુલસીકૃત રામાયણ**—બે ગ્રંથોમાં, ૩૬ ચિત્રોસાથે | ૧૨૮૨ | ૧૦–૦ | ૧–૧૦ |
| **ગિરધરકૃત રામાયણ**—મોટા અક્ષરોમાં ... | ૭૬૨ | ૪–૮ | ૦–૮ |
| **શાંતિપર્વ**—મહાભારતનું—રાજધર્મ અને મોક્ષ-ધર્મ, જેમાં ચાર વર્ણ તથા આશ્રમના સામાન્ય ધર્મો આપેલા છે. ... | ૮૫૬ | ૮–૮ | ૧–૨ |
| **શ્રીમદ્ ભાગવત**—આ. ૧૨મી, ભાષાંતર, બે ગ્રંથોમાં ૨૭ ચિત્રો સાથે ... | ૧૨૦૮ | ૧૦–૦ | ૧–૧૦ |
| **એકાદશ સ્કંધ**—મહાત્મા એકનાથની ટીકા સાથે, જેમાં ગીતા કરતાં પણ વધારે વિસ્તૃત એવો શ્રીકૃષ્ણનો છેલ્લો બોધ આપેલો છે. | ૬૦૦ | ૫–૦ | ૦–૬ |
| **મનુષ્યધર્મ**—ઈશ્વર, ધર્મ, મુક્તિ અને ઉચ્ચ જીવનના મહાન પ્રશ્નોનો મહાત્માજી, સંતો, કવિવર ટાગોર તથા ગીતા–ઉપનિષદોના વચનોમા ઉકેલ. | ૨૪૦ | ૨–૦ | ૦–૪ |
| **ચંડીપાઠ**—ગુજરાતી ભાષાંતર તથા સ્તોત્રો સહિત | ૩૫૨ | ૧–૪ | ૦–૨ |
| **નિત્યપાઠ**—રોજ બોલવા માટે રુચે એવાં પ્રાર્થના, સ્તુતિ, સ્તોત્રો અને ભજનોનો સંગ્રહ | ૧૬૦ | ૦–૧૨ | ૦–૨ |
| **વેદાંત–રસબિંદુ**—સંત મંગળનાથકૃત વેદાંતબોધ | ૧૦૪ | ૦–૧૨ | ૦–૨ |
| **શ્રી વેદાંતમાર્ગદર્શિની**—વિચારસાગર, પંચીકરણ વગેરે ગ્રંથો ઉપરથી વેદાંતના ફૂટ પ્રશ્નોનો ગુરુ–શિષ્યના સંવાદરૂપે સરળ ઉકેલ. | ૩૨૮ | ૧–૮ | ૦–૪ |
| **સનાતન ધર્મ**—મણિલાલ ન. દ્વિવેદીકૃત પંચશતી, જેમા ૫૦૦ ધર્મસૂત્રો, ભાષાંતર સાથે છે. | ૨૦૮ | ૧–૦ | ૦–૨ |

| | | | |
|---|---|---|---|
| **જીવન્મુક્તિવિવેક**–સ્વામી વિદ્યારણ્યકૃત : વાસનાક્ષય, મનોનાશ અને જીવન્મુક્તિનું વિવરણ | ૨૨૦ | ૧–૪ | ૦–૨ |
| **વિચારસાગર**–નિશ્ચલદાસજીકૃત મૂળ પદ્ય સાથે ભાષાંતર ... ... ... | ૪૦૦ | ૩–૦ | ૦–૫ |
| **મહાવાક્ય-રત્નાવલિ**–ઉપનિષદોમાંથી ચૂંટેલાં ધર્મબોધનાં વચનોનો સંગ્રહ, મૂળ સાથે | ૧૮૪ | ૦–૧૨ | ૦–૨ |
| **અષ્ટાવક્રગીતા**–મૂળ સાથે સરળ ભાષાંતર | ૭૨ | ૦–૮ | ૦–૧ |
| **અવધૂતગીતા**–ભગવાન દત્તાત્રેય પ્રણીત ... | ૧૪૪ | ૧–૪ | ૦–૨ |
| **શ્રી સત્યનારાયણની કથા**–મૂળ સાથે સરળ ભાષાંતર તથા વિષ્ણુસહસ્રનામાવલિ સાથે | ૧૨૮ | ૦–૧૦ | ૦–૨ |
| **વિદુરનીતિ**–સરળ અનુવાદ સાથે ... | ૧૬૮ | ૧–૦ | ૦–૨ |
| **મનુસ્મૃતિ**–આર્યપ્રણાલિકાનો મહાન ન્યાયગ્રંથ | ૮૧૬ | ૪–૮ | ૦–૫ |
| **વૈદિક વિનય**–વેદના ૩૬૦ પ્રાર્થનામંત્રો અર્થ, પદચ્છેદ તથા વિસ્તૃત સમજૂતી સાથે | ૮૪૦ | ૩–૧૨ | ૦–૮ |
| **બળવાન બનો !**–યજુર્વેદનો ઉપદેશ ... | ૧૧૨ | ૦–૧૨ | ૦–૨ |
| **આત્મસાક્ષાત્કારની કસોટી**–લે૦ સ્વા. સ્વયંજ્યોતિ | ૨૦૮ | ૧–૪ | ૦–૨ |
| **સ્વરૂપવિચાર**–ગુરુશિષ્યના સંવાદરૂપે તત્ત્વોપદેશ | ૧૦૪ | ૦–૧૦ | ૦–૨ |
| **પંચીકરણ**–આત્મબોધ માટે સર્વોત્તમ ગ્રંથ, દૃષ્ટાંતો ને યુક્તિઅનુભવવાળી ટીકા સાથે | ૨૬૪ | ૨–૦ | ૦–૪ |
| **સૂર્યકાંત**–વેદાંતની સરળ વાતો ... | ૨૭૨ | ૨–૦ | ૦–૩ |
| **સંતની વાતો**–ધર્મ, નીતિ વગેરેનાં દૃષ્ટાંતો સાથે | ૨૬૪ | ૧–૮ | ૦–૩ |
| **પ્રભુમય જીવનનું રહસ્ય**–સદુપદેશ, ભજનો ૬૦ | ૧૬૮ | ૧–૦ | ૦–૨ |
| **પ્રભુમય જીવન**–સુખી થવાના સરળ ઉપાયો | ૧૯૨ | ૦–૧૨ | ૦–૨ |
| **પરમાનંદની પ્રાપ્તિ**–વૈષ્ણવો માટે ઉપયોગી બોધ | ૨૬૪ | ૧–૮ | ૦–૪ |
| **તુકારામ ગાથા**–સંત તુકારામના ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યપ્રેરક ૪૧૪૧ અભંગોનું સરળ ભાષાંતર બે ગ્રંથોમાં ... | ૧૮૪૦ | ૬–૦ | ૦–૧૫ |
| **શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ (૨)**–રામકૃષ્ણ કથામૃતથી આગળના ભાગમાં આવતા ઉપદેશો | ૩૧૨ | ૨–૦ | ૦–૪ |

| | | | |
|---|---|---|---|
| **સ્વામી રામતીર્થ** (૧)–એમના સદુપદેશ, વ્યાખ્યાનો ઇત્યાદિ ... ... | ૫૬૪ | ૩–૦ | ૦–૬ |
| **આખ્યાનમાળા–( ૧ )** } શ્રી અનંતપ્રસાદજીકૃત | ૭૦૮ | ૩–૦ | ૦–૭ |
| **આખ્યાનમાળા–( ૨ )** } બોધક આખ્યાનો | ૭૨૦ | ૩–૦ | ૦–૭ |
| **સંત–ગુરુનો પરિચય**–ગુરુ–શિષ્યના જ્ઞાનપ્રદેશની માન્યતાઓ દર્શાવતું પુસ્તક ... | ૩૬૮ | ૨–૦ | ૦–૩ |
| **ઉપદેશસારસંગ્રહ**–તિરુવલ્લુવરનો વેદતુલ્ય બોધ | ૩૮૪ | ૧–૮ | ૦–૪ |
| **સુબોધરત્નાકર**–ધર્મનીતિપ્રેરક ૧૦૫ ટૂંકાં દષ્ટાંતો | ૩૦૦ | ૧–૮ | ૦–૪ |
| **વિભુની વાટે ને રામાયણની રત્નપ્રભા** | ૧૬૪ | ૦–૪ | ૦–૨ |
| **ધમ્મપદ**–બૌદ્ધધર્મનું ગીતા જેવું અમૂલું પુસ્તક | ૧૯૨ | ૧–૦ | ૦–૨ |
| **મોક્ષમાળા**–શ્રીમદ્ રાજચંદ્રકૃત ... ... | ૧૯૨ | ૧–૪ | ૦–૪ |
| **સમયસાર નાટક**–જૈન તત્ત્વજ્ઞાન સમજાવતું ઉત્તમ પુસ્તક ... ... | ૩૭૨ | ૩–૦ | ૦–૪ |
| **સદાચાર અને સુખ**–જૈન ધર્મની ૨૩ બોધક વાતો | ૨૦૦ | ૧–૮ | ૦–૨ |

## શ્રીમત્ શંકરાચાર્યના ગ્રંથો : મૂળ તથા અર્થ સાથે

| | | | |
|---|---|---|---|
| **મોહમુદ્ગર ને બીજાં દશ રત્નો** | ૧૬૮ | ૧–૦ | ૦–૨ |
| **શતશ્લોકી** અને **બીજાં ચાર રત્નો** | ૨૦૦ | ૦–૧૨ | ૦–૨ |
| **સ્તોત્રસંગ્રહ**–ભક્તિ ને વેદાંતસ્તોત્રો | ૨૨૦ | ૦–૧૦ | ૦–૨ |
| **સર્વવેદાંત સિદ્ધાંત–સારસંગ્રહ** ... | ૨૨૪ | ૧–૪ | ૦–૩ |
| **વિવેકચૂડામણિ** ... ... | ૧૬૦ | ૦–૧૨ | ૦–૨ |

## ઉપનિષદો ( ૧૧૨ ) મૂળ સાથે ત્રણ ગ્રંથોમાં:

| | | | |
|---|---|---|---|
| **એકાદશ ઉપનિષદ**–ઈશ, કેન, કઠ ઇત્યાદિ ૧૧ ઉપનિષદો ... ... ... | ૪૫૨ | ૩–૦ | ૦–૫ |
| **બૃહદારણ્યક ઉપનિષદ** ... ... | ૨૪૮ | ૨–૦ | ૦–૩ |
| **સો ઉપનિષદો**–જેમા પ્રથમનાં ૨૩ ઉપનિષદોનું મૂળ સાથે ભાષાંતર છે અને ૭૭ ઉપનિષદોનુ માત્ર ભાષાંતર સારરૂપે છે. ... | ૭૪૪ | ૫–૦ | ૦–૭ |

## સ્વામી વિવેકાનંદના ઉપદેશો

**ભક્તિયોગ**–(૮) આવૃત્તિ ૨જી ... ૩૮૪ ૨–૦ ૦–૪
**રાજયોગ, પાતંજલ યોગસૂત્ર અને**
**જ્ઞાનયોગ** (ભાગ ૧૦, ૧૧મા રૂપે) ૫૬૦ ૨–૦ ૦–૫
**જ્ઞાનયોગ**–સ્વામી વિવેકાનંદે આપેલાં વ્યાખ્યાનો ૨૩૬ ૦–૧૨ ૦–૨
**રાજયોગ**–પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ ઇ૦ ૧૩૬ ૦–૧૨ ૦–૨
**વિવેકાનંદસાર**–વિવેકાનંદના સમગ્ર ઉપદેશોના
સારરૂપ, વિદ્યાર્થીઓ માટે ખાસ ઉપયોગી ૨૬૪ ૨–૦ ૦–૪

## શ્રીમદ્ ભગવદ્‌ગીતાઓ

**પુરુષાર્થબોધિની ગીતા**–બે ગ્રંથોમાં, મૂળ
શ્લોકો, પદચ્છેદ, અર્થ અને પંડિત
સાતવલેકરજીની વિસ્તૃત ટીકા સાથે ૧૦૬૮ ૧૨–૮ ૧–૬
**શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા**–જ્ઞાનેશ્વર મહારાજ
વિરચિત 'ભાવાર્થદીપિકા' ટીકા
સાથે, નવી આવૃત્તિ ૭૧૨ ૪–૮ ૦–૮
**શ્રીમદ્ ભગવદ્‌ગીતા-શાંકરભાષ્ય**–
મૂળ શ્લોકો સાથે સરળ ગુજરાતી
ભાષાંતર તથા ભાષ્યનો સરળ અનુવાદ ૪૪૮ ૪–૦ ૦–૭
**જ્ઞાનસત્રગીતા**–મૂળ શ્લોકો, પદચ્છેદ ને શબ્દાર્થ ૩૬૮ ૧–૪ ૦–૪
" " –શ્લોકો (ગુજરાતી લિપિમાં) ૩૬૮ ૧–૪ ૦–૪
**શ્રીમદ્ ભગવદ્‌ગીતા**–મોટા અક્ષરોમાં ૨૫૬ ૦–૧૨ ૦–૨
**શ્રીમદ્ ભગવદ્‌ગીતા**–૨૩મી આવૃત્તિ–ગુટકો ૩૫૨ ૦–૮ ૦–૨
(સંસ્કૃતમાં પાઠ કરનારાઓ માટે ખાસ ઉપયોગી ગીતા)
**पंचरत्न भगवद्‌गीता मूळमूळ**–મધ્યમ અક્ષર ૩૩૨ ૦–૮ ૦–૨

## પઢિયારકૃત મૌલિક પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| **સ્વર્ગનું વિમાન**–ઈશ્વર એટલે શું અને ઈશ્વર કેવા હોય તે જાણવા–સમજવાના ૩૨૫ દાખલા | ૩૭૨ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગની કૂંચી**–સદ્દવર્તન રાખતાં શીખવતો બોધ | ૩૭૨ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગનો ખજાનો**–ભક્તિમાર્ગ સમજાવતુ પુસ્તક | ૩૧૨ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગનો પ્રકાશ**–જ્ઞાન અને પરમાર્થની વાતો | ૩૩૬ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગનો આનંદ**–ભક્તિ ને તેના પ્રકારોની સમજ | ૩૬૦ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગની સીડી**–મોક્ષમાર્ગનાં ૧૨ પગથિયાં | ૩૬૦ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગની સડક**–સ્વર્ગના સરળ રસ્તાનું સૂચન | ૪૬૮ | ૨–૦ | ૦–૫ |
| **સંસારમાં સ્વર્ગ**–સંસારને સ્વર્ગ બનાવતું પુસ્તક | ૩૪૮ | ૨–૦ | ૦–૪ |
| **સાચું સ્વર્ગ**–ભક્તિ ને જ્ઞાનવિષયક સાદી વાતો | ૪૯૨ | ૨–૦ | ૦–૫ |

## સંતવાણી–ભજનો

| | | | |
|---|---|---|---|
| **મીરાંબાઈનાં ભજનો**–૨૨૭ ભજનોનો સંગ્રહ | ૮૦ | ૦–૧૨ | ૦–૨ |
| **નરસિંહ મહેતાનાં ભજનો**–૧૮૮ ભજનો | ૮૦ | ૦–૧૨ | ૦–૨ |
| **ભજનસંગ્રહ**–જુદાંજુદાં ૩૩૬ ભજનોનો સંગ્રહ | ૨૪૦ | ૧–૦ | ૦–૩ |
| **પરિચિત પદસંગ્રહ**–૬૯૭ પદો–ભજનોનો સંગ્રહ | ૪૦૦ | ૧–૧૨ | ૦–૪ |
| **દીવાને સાગર**–સૂફીવાદનો બોધક ગઝલસંગ્રહ | ૪૮૦ | ૪–૮ | ૦–૫ |
| **અખાની વાણી**–નવી આવૃત્તિ, અઘરા શબ્દોના અર્થ સાથે ભાવવાહી પદો અને ભજનો | ૪૯૬ | ૩–૦ | ૦–૪ |
| **પ્રીતમદાસની વાણી**–ભજનો, ઘોળ ઇત્યાદિ | ૫૬૦ | ૩–૦ | ૦–૪ |
| **તુલસી રામાયણનાં મહાવાક્યો**–અર્થ સાથે | ૧૧૨ | ૦–૮ | ૦–૧ |
| **દલપતરામની કવિતા**–કવિશ્રી દલપતરામની ચૂંટેલી ૮૬ બોધદાયક કવિતાઓનો સંગ્રહ | ૧૯૨ | ૦–૧૦ | ૦–૨ |
| **શામળના છપ્પા**–(સં. કે. કા. શાસ્ત્રી) શામળ ભટ્ટના છપ્પા તથા કવિતાઓ પ્રશ્નોત્તરી સાથે | ૧૭૬ | ૦–૧૨ | ૦–૨ |
| **કર્મગાથા**–કર્મની શ્રેષ્ઠતા સૂચવતો કાવ્યસંગ્રહ | ૨૪૦ | ૧–૦ | ૦–૩ |

# સ્ત્રી તથા બાળોપયોગી સાહિત્ય

| | | | |
|---|---|---|---|
| **પાકશાસ્ત્ર**–મિષ્ટાન્ન, ફરસાણ, શાકભાજીઓ, ચટણી, કચુંબરો અને રાયતું, અથાણું તથા પાકો વગેરે બનાવવાની સરળ રીતો | ૨૪૦ | ૨–૮ | ૦– |
| **ભારતના દેવીઓ**–*ગ્રંથ ૨જો : મધ્યયુગનાં ઐતિહાસિક ૨૪૯ ચરિત્રો | ૭૩૨ | ૩–૦ | ૦– |
| ,, –×ગ્રંથ ૩જો : મધ્ય ને અર્વાચીન યુગના ૧૬૬ ચરિત્રો | ૮૦૪ | ૩–૦ | ૦– |
| **નળાખ્યાન**–પ્રેમાનંદકૃત **આવા મોટા અક્ષરોમાં** | ૧૩૬ | ૧–૦ | ૦– |
| **ઓખાહરણ**–(મહાકવિ પ્રેમાનંદકૃત) મોટા અક્ષરોમાં, અઘરા શબ્દોના અર્થ સાથે. નવી આવૃત્તિ | ૧૧૨ | ૦–૮ | ૦– |
| **શ્રીશારદામણિદેવી**–શ્રીરામકૃષ્ણ પરમહંસનાં પત્નીનું ચરિત્ર ... ... | ૧૦૪ | ૦–૮ | ૦– |
| **કમળકુમાર**–સામાજિક પ્રશ્નો છણતી રસિક વાર્તા | ૧૨૦ | ૦–૧૨ | ૦– |
| **કાકાનો સંજય**–પ્રાચીન મિસરની સંસ્કૃતિનો પરિચય, ૫૧ ચિત્રો સાથે, મોટા અક્ષરોમાં | ૩૨૦ | ૧–૧૨ | ૦– |

* આ પુસ્તક નીચે પ્રમાણે ત્રણ છૂટા ભાગોમા પણ મળે છે :

| | | | |
|---|---|---|---|
| ૧ **કિસા ગોતમી અને બીજાં સ્ત્રીરત્નો** : બૌદ્ધકાલીન ભારતની ૯૩ સન્નારીઓના ચરિત્રો ... | ૨૦૧ | ૧–૪ | ૦–૨ |
| ૨ **રૂપસુંદરી અને બીજાં સ્ત્રીરત્નો** : રજપૂતયુગની ૭૪ શ્રેષ્ઠ સન્નારીઓના જીવનચરિત્રો ... | ૨૪૦ | ૧–૪ | ૦–૨ |
| ૩ **સુલતાના ચાંદબીબી અને બીજાં સ્ત્રીરત્નો** : મોગલ યુગની ૮૨ સન્નારીઓનાં બોધક ચરિત્રો | ૨૯૪ | ૧–૪ | ૦–૨ |

× આ પુસ્તક નીચે પ્રમાણે ત્રણ છૂટા ભાગોમા પણ મળે છે :

| | | | |
|---|---|---|---|
| ૧ **રાજમાતા જીજાબાઈ અને બીજાં સ્ત્રીરત્નો** : જૈન–મરાઠા યુગની ૬૨ સન્નારીઓના ચરિત્રો | ૨૭૪ | ૧–૪ | ૦–૨ |
| ૨ **મહારાણી લક્ષ્મીબાઈ અને બીજાં સ્ત્રીરત્નો** : પ્રાચીન–અર્વાચીન ૬૩ સન્નારીઓનાં ચરિત્રો | ૨૭૪ | ૧–૪ | ૦–૨ |
| ૩ **ભગિની નિવેદિતા અને બીજાં સ્ત્રીરત્નો** : વર્તમાનકાલીન ૪૧ સન્નારીઓનાં ચરિત્રો | ૨૬૦ | ૧–૪ | ૦–૨ |

| | | | |
|---|---|---|---|
| **બિરબલ અને બીજા**—બુદ્ધિચાતુર્ય ને સચોટ હાજર-જવાબીભરી બિરબલ–બાદશાહની ને બીજી વાર્તા | ૨૬૪ | [illegible] | [illegible] |
| **તંત્રકથા**—(સચિત્ર) પંચતંત્રની બોધક વાર્તાઓ | ૧૬૮ | ૧–૮ | [illegible] |
| ,, —(અચિત્ર) ,, ,, ,, | ૧૫૨ | ૧–૪ | [illegible] |
| **આદર્શ દૃષ્ટાંતમાળા**—(બે ગ્રંથોમાં) મહાપુરુષોનાં જીવનપ્રસંગોનાં ૯૧૯ દૃષ્ટાંતો ... | [illegible] | [illegible] | ૦–૯ |
| **બાલભારત**—(સચિત્ર) બાલોપયોગી સંક્ષિપ્ત મહાભારત મોટા અક્ષરોમાં ... | ૨૮૮ | ૧–૮ | ૦–૪ |
| **બાલસદ્બોધ**—વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ | ૧૨૮ | ૦–૮ | ૦–૨ |
| **વિક્રમની વાર્તાઓ**—સિંહાસનબત્રીસીની બત્રીસ પૂતળીની વાર્તાઓનો સંગ્રહ ... | ૬૪૮ | ૨–૮ | ૦–૪ |
| **સદ્ગુણી બાળકો**—બાળઘડતરમાં ઉપયોગી થાય તેવાં ૬૯ દૃષ્ટાંતો ... .. | ૧૫૪ | ૦–૧૦ | ૦–૨ |
| **ઠંડા પહોરની વાતો**—રમૂજ સાથે જ્ઞાન આપતી સચિત્ર પ્રાણીકથાઓ. ... ... | ૧૦૪ | ૦–૧૨ | ૦–૨ |
| **ટૂંકી વાર્તાઓ**÷—ગ્રં. ૧લો—સામાજિક ૬૬ વાર્તાઓ | ૫૮૮ | ૨–૮ | ૦–૪ |
| ,, ,, ગ્રંથ ૨જો—ઉપયોગી ૫૭ વાર્તાઓ | ૫૭૬ | ૨–૮ | ૦–૪ |
| ,, ,, ગ્રંથ ૬ઠ્ઠો—સર્વ માટે બોધક ૮૬ વાર્તાઓ | ૭૨૦ | ૨–૮ | ૦–૬ |

÷ આ પુસ્તક નીચે પ્રમાણે ચાર છૂટા ભાગોમાં પણ મળે છે:

| | | | |
|---|---|---|---|
| ૧ **મોહિની અને બીજી વાતો**—સંસારજીવનમાં ઊંડિયું કરાવતી સામાજિક વાર્તાઓ ... | ૧૫૬ | ૧–૦ | ૦–૨ |
| ૨ **દેરાણીનો કલહ અને બીજી વાતો**—કુટુંબ-જીવનની કટુતા અને માધુર્યભર્યા પ્રસંગોનો હૂબહૂ ચિતાર આપતી વાર્તાઓ ... | ૧૨૨ | ૧–૦ | ૦–૨ |
| ૩ **ગરીબાઈનો સંસાર અને બીજી વાતો**—હિંદુ સમાજના કલેવર ઉપર પ્રકાશ નાખતી રસભરી નિર્દોષ વાર્તાઓ ... ... | ૧૫૫ | ૧–૦ | ૦–૨ |
| ૪ **નવ્વાણુંનો ફેર અને બીજી વાતો**—માનવ-હૃદયના ધબકારાને શબ્દદેહ આપતી વાર્તાઓ | ૧૪૮ | ૧–૦ | ૦–૨ |